

અલેક્સાન્દર રાસ્કિન

# પાપા જ્યારે નાનકડા હતા

# પપ્પા....
# જ્યારે બાળકડા હતા.....





અલેક્સાન્દર રાસ્કિન



# પાપા જ્યારે નાનકડા હતા







'રાદુગા' પ્રકાશન
મોસ્કો

પીપલ્સ બુક હાઉસ
ઘીકાંટા ચાર રસ્તા, રીલીફ રોડ
અમદાવાદ–૩૮૦૦૦૧




અનુવાદ — ભાવના દવે
ચિત્રાંકન — લેવ તોકમાકોવ

**А. Раскин**
КАК ПАПА БЫЛ МАЛЕНЬКИМ
*на языке гуджарати*

**A. Raskin**
WHEN DADDY WAS A LITTLE BOY
*in Gujarati*


સોવિયેત સંઘમાં મુદ્રિત

ISBN 5-05-001248-1

## અનુક્રમણિકા



### પપ્પા જ્યારે નાનકડા હતા

## પપ્પા જ્યારે સ્કૂલમાં ભણતા

## લેખક તરફથી

**પ્રિય બાળકો,**

આ ચોપડી કેવી રીતે લખાઈ એ હું તમને કહેવા માગું છું. એનો ઈતિહાસ આવો છે. મારી સાશા નામની એક દીકરી છે હવે તો તે મોટી થઈ ગઈ છે. હવે તે પોતે ઘણી વખત કહે છે, "જ્યારે હું નાની હતી..." તો વાત આમ છે, જ્યારે સાશા બહુ જ નાની હતી, ત્યારે તે બહુ માંદી રહેતી. ક્યારેક તાવ, ક્યારેક ઉધરસ. પછી ક્યારેક કાન દુ:ખે. તમને પણ ક્યારેક કાનમાં સોજો આવી ગયો હશે, આથી કેવો દુ:ખાવો થાય એ કહેવાની જરૂર નથી. જો કદી આવો દુ:ખાવો ન થયો હોય તો પણ કહેવાની જરૂર નથી કારણ કે તમે આ કદી પણ સમજી શકશો નહિ.

એક દિવસ સાશાને કાનમાં એટલો દુ:ખાવો ઊપડયો કે તે આખી રાત રડતી રહી અને સૂઈ પણ ન શકી. મને એની એટલી દયા આવી કે પોતે પણ રડવા જેવો થઈ ગયો. મેં તેને જાતજાતની રમૂજી વાર્તાઓ વાંચી સંભળાવી હું જ્યારે નાનકડો હતો અને પોતાનો દડો ગાડી નીચે કેવો ફેંક્યો. એ વાર્તા મેં તેને કરી. સાશાને આ વાર્તા ઘણી જ ગમી. તેને એ ગમ્યું કે પપ્પા પણ

ક્યારેક નાનકડા હતા તોફાન કરતા અને એમને પણ બધા વઢતા. આ વાત એને યાદ રહી ગઈ. હવે, જ્યારે પણ તેને કાન દુ:ખવા લાગે એટલે તે તરત કહે, "પપ્પા, પપ્પા, મને કાન બહુ દુ:ખે છે. જલ્દી વાર્તા કહો. તમે નાના હતા ત્યારે શું થયું?" પછી તમે અહીં વાંચશો તે બધી વાતો મેં તેને કહી. મેં સહુથી રમૂજી વાર્તાઓ ગોતી, જેથી માંદી છોકરીને વધુ મજા પડે. મેં એ પણ કોશિશ કરી કે મારી દીકરી એ વાત સમજી શકે કે લાલચું થવું, ચાળી ખાવી અને બણગાં ફૂંકવાં કેટલું ખરાબ છે. તેનો અર્થ એ નથી કે હું આખી જિંદગી આવો હતો. મેં ફક્ત આવા બધા બનાવો યાદ રાખ્યા. અને જ્યારે બધા બનાવો મને યાદ ન આવ્યા ત્યારે બીજા બધા પપ્પાઓને પણ મેં પૂછ્યું. તેઓ બધા પણ ક્યારેક તો નાનકડા હતા જ ને. તો આ રીતે આ વાર્તા મારી બનાવેલી નથી પણ હકીકત છે.

હવે સાશા મોટી થઈ ગઈ છે. હવે તે એટલી માંદી નથી પડતી અને પોતે જાતે જ મોટી, જાડી ચોપડીઓ વાંચે છે.

પણ મને લાગે છે કે બીજાં બાળકોને પણ એક પપ્પા નાનકડા હતા એ જાણવાની ઘણી મજા પડશે.

તો બાળકો, આ વાત મારે તમને કરવી હતી. હજુ હું તમને ખાનગીમાં કંઈક કહેવા માગું છું. આ ચોપડીનો હજુ આગળનો ભાગ પણ છે. એ તમારો પોતાનો ઈતિહાસ હશે. દરેક પપ્પા પોતે નાનકડા હતા એ વખતની વાત કરી શકે. અને મમ્મી પણ, મને પોતાને એ સાંભળવાનું ઘણું મન છે.

બસ, મારે આટલું જ કહેવું હતું. આવજો, બાળકો! હું તમારા માટે ઘણી ખુશી અને તંદુરસ્તી ઇચ્છું છું.

**આદર સહિત**

**અ. રાસ્કિન**

# પપ્પાએ ગાડી નીચે દડો કેવો નાખ્યો



પપ્પા હજી નાનકડા હતા અને પાવ્લોવો-પસાદ નામના નાનકડા શહેરમાં રહેતા હતા, ત્યારે તેમને એક અતિશય સુંદર, મોટો દડો ભેટમાં મળ્યો. આ દડો સૂર્ય જેવો દેખાતો હતો. ના, દડો સૂર્ય કરતાં પણ વધુ સારો હતો. પહેલાં તો આંખો ચૂંચી કર્યા વગર તેને જોઈ શકાય. ઉપરથી એ સૂર્ય કરતાં બરાબર ચાર ગણો વધારે સુંદર હતો કારણ કે એમાં ચાર રંગો હતા. જ્યારે સૂર્યનો તો એક જ રંગ હોય અને એ પણ બરાબર જોઈ ન શકાય. એની એક બાજુ આછો ગુલાબી-ગુલાબ જેવો અને બીજી બાજુ

અત્યંત સ્વાદિષ્ટ ચોકલેટનાં રંગ જેવો ચોકલેટી રંગ હતો. એની ઉપરની બાજુ આકાશ જેવી ભૂરી અને નીચેની ઘાસ જેવી લીલી હતી. આ શહેરમાં આ જાતનો દડો તો ક્યાંયે મળે નહિ. એ માટે ખાસ મોસ્કો જવું પડે પણ મને લાગે છે કે મોસ્કોમાં પણ એવા દડા બહુ ઓછા મળતા હશે. બાળકો તો શું, મોટાંઓ પણ એને જોવા ખાસ આવતા.

"જુઓ કેવો દડો!" એમ કહેતાં.

એ ખરેખર સુંદર, અદ્‌ભુત દડો હતો અને પપ્પાને એનું ઘણું અભિમાન હતું. જાણે પોતે જ શોધ્યો હોય અને બનાવીને ચાર ભાગમાં રંગ્યો હોય એમ એ વર્તતા. જ્યારે પણ પપ્પા એ અદ્‌ભુત દડાને લઈને રમવા જતા ત્યારે ખૂણેખાંચરેથી બાળકો દોડી આવતાં.

"ઓહો, કેવો સરસ દડો છે!" તેઓ કહેતાં, "જરા જોવા દે તો." પણ પપ્પા દડો પાછો ખેંચી લેતા અને કહેતા: "ના, હું નહિ આપું. આ તો મારો દડો છે, આવો દડો કોઈની પાસે નથી. આ તો ખાસ મોસ્કોથી આવ્યો છે, જતા રહો. મારા દડાને હાથ નહિ લગાડો." આ સાંભળી છોકરાંઓ કહેતાં: "જો તો, કેવો એકલપેટો છે!"

પણ તોયે પપ્પા પોતાનો જાદુઈ દડો કોઈને આપતા નહિ. એકલા જ એનાથી રમતા. પણ એકલા રમવાની મજા આવતી નહિ. એટલે જાણી કરીને એકલપેટા પપ્પા છોકરાંના ટોળાંની નજીક જઈને રમતાં જેથી છોકરાંઓ તેમની ઈર્ષ્યા કરે. ને પછી છોકરાંઓ કહેતાં: "આ તો બહુ લાલચુ છે. આપણે એની સાથે વાત નહિ કરીએ." અને બે દિવસ સુધી એમણે એની સાથે વાત કરી નહિ. પણ પછી ત્રીજા દિવસે એમણે કહ્યું:

"તારા દડામાં ખાસ કંઈ નથી. એમાં કોઈ શંકા નથી એ મોટો છે અને સરસ રંગોથી સજાવેલો છે. પણ જો તું એને ગાડીની નીચે નાંખે તો બીજા કોઈ પણ ગંદા કાળા દડાની જેમ તે ફાટી જશે. એટલે તારે નાકનું ટેરવું ચડાવીને ફરવાની જરાયે જરૂર નથી."

"મારો દડો ક્યારેય નહિ તૂટે." પપ્પાએ ઘણા અભિમાનપૂર્વક કહ્યું અને એ ક્ષણે પપ્પાએ એ રીતે છાતી ફુલાવી જાણે તે પોતે જ ચાર રંગોથી સજવાયેલા ન હોય!

“જો જ ને, તૂટશે જ,” છોકરાંઓ હસ્યાં.

“ના, નહિ તૂટે.”

“જો, આ આવી ગાડી,” છોકરાંઓ બોલ્યાં. “તો હવે શો વિચાર છે? નાખવો છે? કે પછી ગભરાઈ ગયો?”

અને નાનકડા પપ્પાએ તો દડો ગાડી નીચે નાખ્યો. એક ક્ષણ માટે તો બધાયનો શ્વાસ થંભી ગયો. દડો આગળના પૈડાં વચ્ચેથી ગબડીને જમણી તરફના પાછલા પૈડાં આગળ જઈ અટક્યો. ગાડી આવી, દડા પરથી થઈને ચાલી ગઈ. દડો ત્યાં જ સહીસલામત પડયો હતો.

“જો, ન તૂટયો, ન તૂટયો,” પપ્પા બૂમો પાડતા દડા તરફ દોડયા. પણ પછી નાનકડી બંદૂકમાંથી જાણે કોઈ ગોળી છોડતું હોય એમ મોટો અવાજ થયો. અને દડો ફાટી ગયો. જ્યારે પપ્પા એની પાસે પહોંચ્યા ત્યારે ત્યાં ફક્ત ધૂળિયું, રબરનું ચીથરું જ પડયું હતું જે તદ્દન કદરૂપું અને અનાકર્ષક હતું. પપ્પા રડી પડયા અને ઘર તરફ દોડી ગયા. છોકરાંઓને તો મજા પડી ગઈ. તેઓ પેટ ભરીને હસ્યાં.

“જો, જો, તૂટી ગયો, તૂટી ગયો,” એમણે બૂમો પાડી. “એવું જ જોઈએ, એકલપેટો!”

જ્યારે પપ્પાએ ઘેર આવીને કહ્યું કે એમણે જાતે જ પોતાનો અદ્ભુત દડો ગાડી તળે નાખેલો ત્યારે તરત જ દાદીમાએ એમને એક ધોલ લગાવી દીધો. દાદાજીએ પણ કામથી આવતાવેંત એમને મેથીપાક ચખાડયો. અને એમણે કહ્યું:

“દડા માટે નહિ પણ તારી મૂર્ખાઈ માટે આ સજા છે.”

ઘણાં વખત સુધી બધાં વિચારતાં રહ્યાં કે કોઈ આટલા અદ્ભુત દડાને ગાડી નીચે નાખી જ કેમ શકે?

“કોઈ બહુ અક્કલમઠો છોકરો જ આવું કરી શકે,” તેઓ કહેતાં. પછી ઘણો વખત બધાં પપ્પાની ઠેકડી ઉડાવતાં અને પૂછતાં, “કેમ, અલ્યાં, તારો નવો દડો ક્યાં છે?”

ફક્ત કાકા એમના પર હસ્યા નહિ. એમણે પપ્પાને શરૂથી માંડીને બધી વાત કરવાનું કહ્યું.

બધું સાંભળીને એમણે કહ્યું:

"ના, તું મૂરખ નથી."

આ સાંભળી પપ્પા ઘણાં ખુશ થયા.

"પણ તું ઘણો સ્વાર્થી છે અને બણગાં ફૂંકે છે," કાકાએ કહ્યું. "આ તારા માટે બહુ દુ:ખની વાત છે. જે હંમેશાં એકલો જ દડાથી રમવા માગે તેની પાસે છેવટે કંઈ જ નહિ રહે. ફક્ત છોકરાંઓ સાથે નહિ પણ મોટાંઓ સાથે પણ આવું જ થતું હોય છે. જો તું આવો જ રહીશ તો તારી સાથે આખી જિંદગી આમ જ થયા કરશે."

પપ્પા ઘણાં ગભરાઈ ગયા અને ખૂબ રડવા લાગ્યા. તેમણે કહ્યું કે તેમને સ્વાર્થી નથી થવું અને બણગાં નથી ફૂંકવા. તેઓ એટલી જોરથી અને એટલું બધું રડયાં કે કાકાએ તેમની વાત માનીને તેમને એક નવો દડો લઈ આવ્યો. ફરી પાછો આનંદ છવાઈ ગયો અને પછી કોઈએ તેમને એકલપેટો કહ્યું નહિ.

## પપ્પાએ કેવી રીતે કૂતરું પાળ્યું



પપ્પા જ્યારે ખૂબ નાનાં હતા ત્યારે તેમને સર્કસમાં લઈ ગયા. એમાં એમને બહુ મજા પડી. ખાસ તો તેમને જંગલી પ્રાણી પાળનારો માણસ ઘણો ગમ્યો. એનો પોશાક બહુ સરસ હતો અને નામ પણ સરસ હતું. બધાં સિંહ અને વાઘ એનાથી ગભરાતાં. એની પાસે એક ચાબુક અને એક પિસ્તોલ હતા. પણ એ ભાગ્યે જ એનો ઉપયોગ કરતો.

"મારા આંખના પલકારાથી આ બધા પ્રાણીઓ ડરે છે," પાળનાર સર્કસના મેદાનમાં આવીને જોરથી કહેતો. "મારી નજર જ સૌથી શક્તિશાળી

હથિયાર છે. અને જંગલી પ્રાણીઓ માણસની નજર સાંખી નથી શકતા."

અને આ સાચું હતું. એ એક જ વખત સિંહ સામે જોતો અને સિંહ સ્ટૂલ પર બેસી જતો કે બાલ્દી પર ચડી જતો અથવા મરી જવાનો ડોળ કરતો, કારણ કે તે એની નજર સાંખી શકતો નહિ.

ઑર્કેસ્ટ્રા વાગતો અને દર્શકો એને વધાવી લેતા. દરેક જણ તેની સામે માનથી ઝૂકી જતું. આ ખરેખર અદ્ભુત હતું. પપ્પાએ નિશ્ચય કર્યો કે તે પોતે પણ પ્રાણીને પાળનાર બનશે. શરૂઆત માટે તો તેમણે પોતાની નજરથી બહુ જંગલી નહિ એવા પ્રાણીને વશ કરવાનો વિચાર કર્યો. પપ્પા તો હજી ઘણાં નાનાં હતા પણ એટલું તો સમજ્યાં કે સિંહ અથવા વાઘ તો એમના ગજાં બહારની વાત હતી. આપણે કૂતરા જેવા પ્રાણીથી શરૂ કરવું જોઈએ. તે પણ બહુ મોટો નહિ કારણ કે મોટો કૂતરો એટલે જાણે નાનો સિંહ જ હોય. એટલે એક નાનકડા કૂતરાથી કામ ચાલી રહેશે.

તેમને તરત જ મોકો મળી ગયો.

નાનકડા પાવ્લોવો-પસાદ શહેરમાં એક નાનકડો બગીચો હતો. હવે તો એ જગ્યાએ એક મોટો બગીચો બની ગયો છે. અને આ વાતને પણ ઘણો સમય વીતી ગયો છે. આ બગીચામાં દાદીમાં નાનકડાં પપ્પાને લઈને ફરવા આવતાં. પપ્પા રમતા અને દાદીમાં ચોપડી વાંચતા. એક ફેશનેબલ દેખાતી સ્ત્રી તેમનાથી થોડેક દૂર એક કૂતરાને લઈને બેઠી હતી. તે પણ ચોપડી વાંચી રહી હતી. કૂતરો નાનકડો સફેદ રંગનો હતો. અને તેની આંખો મોટી અને કાળી હતી. પોતાની મોટી કાળી આંખો વડે તે પપ્પા સામે એવી રીતે જોઈ રહ્યો હતો જાણે કહેતા ન હોય કે મહેરબાની કરીને મને પાળીશ! હું માણસની નજર જરાય સહન નથી કરી શકતો.

આ કૂતરાને પાળવા નાનકડા પપ્પાએ આખા બગીચાનો ચક્કર માર્યો. દાદીમા ચોપડી વાંચી રહ્યા હતા અને કૂતરાની માલિકણ પણ ચોપડી વાંચી રહી હતી. તેમનું આ તરફ ધ્યાન નહોતું. કૂતરું બાંકડાની નીચે સૂતું-સૂતું પોતાની મોટી કાળી આંખો વડે પપ્પા તરફ રહસ્યમયી નજરે તાકી રહ્યું હતું. પપ્પા બહુ જ ધીમેથી ચાલી રહ્યા હતા. (પપ્પા હજી ઘણા નાનકડા હતા ને) અને વિચારી રહ્યા હતા:

"ઓહ, એમ લાગે કે કદાચ એ મારી નજર સહન કરી શકશે... કદાચ... કદાચ સિંહથી શરૂઆત કરી હોત તો વધુ સારું થાત. એમ લાગે છે કે કૂતરાને હવે પાળતું બનતું નથી."

એ દિવસે ખૂબ ગરમી હતી. પપ્પાએ ફક્ત સેંડલ અને નાની ચડ્ડી પહેર્યા હતા. પપ્પા ચાલી રહ્યા હતા અને કૂતરો આખો વખત શાંતિથી બાંકડા નીચે સૂઈ રહ્યો હતો. પણ જેવા પપ્પા એની નજીક આવ્યા કે એણે કૂદકો મારીને પપ્પાનાં પેટ પર બટકું ભરી લીધું. બગીચામાં હોહા મચી ગઈ. પપ્પાએ ચીસો પાડી. પછી દાદીમા અને કૂતરાની માલિકણે પણ ચીસો પાડવા માંડી. પછી કૂતરો પણ જોર-જોરથી ભસવા લાગ્યો. પપ્પા રડતાં-રડતાં બોલ્યા:

"આણે મને કરડયું!"

પછી દાદીમાએ બૂમ પાડી.

"અરે, આને કૂતરો કરડયો."

કૂતરાની માલિકણે પણ જોરથી બૂમ પાડીને કહ્યું:

"આ કૂતરો કરડતો જ નથી. જરૂર આણે એને છંછેડયો હશે."

કૂતરાએ બૂમ પાડીને શું કહ્યું હશે એ તો કદાચ તમે પોતે સમજી જશો.

પછી લોકો દોડી આવ્યા અને તેમણે એક અવાજે કહ્યું:

"આ તો હદ થાય છે!"

પછી ચોકીદાર આવ્યો. એણે પૂછયું:

"એ છોકરા, તેં આને છંછેડયો?"

"ના," પપ્પા બોલ્યા, "હું તો એને પાળવા જતો હતો."

ત્યારે બધા હસવા લાગ્યા. ચોકીદારે પૂછયું:

"અને કંઈ રીતે?"

"હું એની પાસે ગયો અને મેં એની તરફ જોયું," પપ્પાએ કહ્યું. "હવે મને ખબર પડી કે એનાથી માણસની નજર જરાયે ખમાતી નથી."

ફરી બધા હસી પડયા.

"જોયું," તે સ્ત્રી બોલી, "વાંક આ છોકરાનો જ છે. એને કોઈએ કહ્યું નહોતું કે મારા કૂતરાને પાળે. અને તમે..." એણે દાદીમાને કહ્યું. "તમને દંડ થવો જોઈએ જેથી તમે પોતાનાં છોકરાને સરખી રીતે સાચવો."

દાદીમાને એટલું આશ્ચર્ય થયું કે એ કંઈ ન બોલ્યા. તેમણે ફક્ત નિસાસો નાખ્યો. પછી ચોકીદારે કહ્યું:

"આ નોટિસ વાંચો. 'અહીં કૂતરા લાવવાની મનાઈ છે.' જો અહીં એવી નોટિસ હોત કે 'છોકરા લાવવા નહિ' તો કદાચ મેં આ છોકરા સાથે આવેલી સ્ત્રીને દંડ કર્યો હોત. પણ હવે હું તમને દંડ કરીશ. તમે તમારા કૂતરાને લઈને ચાલ્યા જાઓ. છોકરું તો ફક્ત રમે પણ કૂતરું તો કરડી જાય. અહીં રમવાની છૂટ છે પણ કરડવાની મનાઈ છે. પણ રમવું પણ જરાક બુદ્ધિપૂર્વક જોઈએ. કૂતરાને તો ખબર નથી કે તું શા માટે તેની તરફ ગયો હતો. કદાચ તું પણ એને કરડવાનો હોય. કૂતરાને એવી શી ખબર પડે, સમજ્યો?"

"સમજ્યો," પપ્પાએ જવાબ આપ્યો.

હવે તેમને કોઈને પણ પાળવું નહોતું. આટલાં બધાં ઈંજેકશન ખાધાં પછી આ કામ પરથી તેમનું દિલ સાવ ઊતરી ગયું.

માણસની અસહ્ય નજર માટે એમનો હવે એક વિશિષ્ટ અભિપ્રાય હતો. એક વાર જ્યારે એમણે એક છોકરાને, એક મોટા ખરાબ કૂતરાની પાંપણ ખેંચતો જોયો ત્યારે તેમને તેના માટે ઘણી સહાનુભૂતિ થઈ આવી.

આ કૂતરું ભલેને એ છોકરાને પેટમાં ન કરડયું પણ એના બન્ને ગાલે તો બટકાં ભરી લીધાં. ગાલ પરનાં બટકાં તો બધાંની નજરે ચડે. ઈંજેકશનો તો પેટ પર જ લેવા પડયા.

## પપ્પાએ કવિતાઓ કેવી રીતે લખી



પપ્પા જ્યારે નાનકડા હતા ત્યારે તેઓ ઘણું વાંચતા. ચાર વરસનાં હતાં ત્યારથી તેમને વાંચતાં આવડી ગયું હતું, પછી બીજી કોઈ પ્રવૃત્તિઓ એમને ગમતી નહિ. જ્યારે બીજા છોકરાઓ દોડતાં-કૂદતાં, જાત-જાતની રમતો રમતા, નાનકડા પપ્પા આખો વખત વાંચતા જ રહેતા. છેવટે તો દાદાજી અને દાદીમાને આથી ઘણી ચિંતા થવા લાગી. આખો દિવસ વાંચવું તો ઘણું નુક્સાનકારક ગણાય, તેમણે વિચાર્યું. તેમણે પપ્પાને ચોપડીઓ ભેટ આપવી બંધ કરીને અને તેમને દિવસમાં ફક્ત ત્રણ જ કલાક વાંચવાની છૂટ આપી. પણ આથી

કંઈ ફાયદો થયો નહિ. નાનકડા પપ્પા એ છતાંય સવારથી સાંજ વાંચતા જ રહેતા. પોતાના હકનાં ત્રણ કલાક દરમિયાન તો તેઓ ખુલ્લેઆમ વાંચતા તે પછી છુપાઈને. ખાટલાની નીચે છુપાઈ જઈને વાંચતા. છત ઉપર છુપાઈને વાંચતા. અથવા બહાર ઘાસના ઢગલા પાસે જઈ ત્યાં સંતાઈને વાંચતા. અહીં તો ખાસ મજા પડતી. તાજી ઘાસની મહેક આવતી. ઘરમાં બધે ગોતાગોત થઈ પડતી. બધા ખાટલાની નીચે એમને ગોતવામાં આવતા. છેક સાંજે જમવાના વખતે તેઓ હાજર થતા. આ માટે તેમને દંડ થતો જમીને તેઓ તરત સૂઈ જતા. રાત્રે તેઓ જાગી જતા અને બત્તી કરીને સતત સવાર સુધી વાંચ્યા કરતા. લેખક ચુકોવ્સ્કીની વાર્તા 'મગરમચ્છ', પૂશ્કિનની વાર્તાઓ, 'એક હજારને એક રાત્રિઓ', 'ગુલિવર', 'રોબિન્સન ક્રૂઝો'... દુનિયામાં આવી અદ્ભુત વાર્તાઓનો તો કોઈ અંત જ નથી! પપ્પાને તો તેમાંથી એકોએક ચોપડી વાંચવી હતી. ઘડિયાળના ટકોરા સંભળાઈ રહ્યા હતા. દાદીમા અંદર આવ્યા, ચોપડી લઈ અને બત્તી બુઝાવી દીધી. થોડી વાર રહીને નાનકડા પપ્પાએ ફરીથી બત્તી ચાલુ કરી, આટલી જ મજેદાર એક બીજી ચોપડી ગોતી કાઢી. પછી દાદાજી અંદર આવ્યા, ફરીથી ચોપડી લઈ, બત્તી બુઝાવી અને અંધારામાં કેટલીય વાર સુધી પપ્પાને મેથીપાક આવ્યો.

પપ્પાએ કંઈ વાગ્યું તો નહિ પણ ઘણું ખોટું લાગ્યું.

આ બધાનો અંત ઘણો ખરાબ આવ્યો. એક તો નાનકડા પપ્પાએ પોતાની આંખો બગાડી, ખાટલાની નીચે, છત ઉપર અને ઘાસના ઢગલા ઉપર અંધારા જેવું હોય. તે સિવાય છેલ્લા દિવસોમાં તો તેઓ બહુ સિફતથી વાંચતા થઈ ગયા. માથે સુધી ગોદળું ઓઢી, અજવાળા માટે એક નાનકડી બારી ખુલ્લી રાખી અંદર વાંચતા. સૂતાં-સૂતાં અંધારામાં વાંચવું તો ઘણું નુક્સાનકારક કહેવાય. અને નાનકડા પપ્પાને ચશ્મા પહેરવા પડવા.

તે સિવાય નાનકડા પપ્પા કવિતાઓ પણ લખતા:

તેમણે જોયો બિલાડો અને કહ્યું:
જાડો
બિલાડો!

તેમણે જોયું કૂતરું અને કહ્યું :
એ કાળિયાં !
ખાવા છે દાળિયા ?
તેમણે જોયો કૂકડો અને કહ્યું :
કૂકડા , કૂકડા , કૂકરે-કૂક
જલ્દી-જલ્દી ઈંડા મૂક !
દાદાજીને જોઈને તેમણે કહ્યું :
બાપુ , બાપુ
આ લો છાપું !

દાદાજી અને દાદીમાને આ કવિતાઓ ઘણી ગમી. તેમણે આ કવિતાઓ લખી લીધી. પછી મહેમાનો સામે તેઓ આ કવિતાઓ વાંચતા. બીજાઓને લખવા પણ આપતા. જ્યારે પણ મહેમાનો આવતા ત્યારે નાનકડા પપ્પાને બધાં કહેતા :

"ચાલ, તારી કવિતાઓ વાંચ !.."

પછી નાનકડા પપ્પા બહુ જ ખુશીથી પોતાની બિલાડા વિશેની નવી કવિતા વાંચતા, જેની છેવટની પંક્તિઓ આવી હતી :

કાળો બિલાડો , ધોળો બિલાડો ,
ઊંદરની પાછળ દોડયો બિલાડો .

મહેમાનો બહુ જ હસતા. તેઓ જાણતા હતા કે આ તદ્દન ખરાબ કવિતાઓ હતી. આવી કવિતાઓ તો કોઈ પણ લખી શકી. પણ નાનકડા પપ્પા એમ માનતા કે કવિતાઓ બહુ જ સરસ છે. તેમને લાગતું કે મહેમાનોને મજા પડે છે એટલે તેઓ હસે છે. પોતે હવે એક લેખક બની ગયા હોય એવું તેમને લાગ્યું. ઘરમાં દરેક પ્રસંગે તેઓ કવિતાઓ બોલતા.

જ્યારે લીઝા માસીના લગ્ન થયા ત્યારે પણ તેઓ પોતાની કવિતાઓ બોલ્યા પરંતુ બધું કંઈ સારી જામ્યું નહિ, કારણ કે કવિતાની શરૂઆત આવી હતી :

છેવટે પરણી છે લીઝા માસી,
પણ કરતા નહિ તમે એની હાંસી.

આવા શબ્દો સાંભળીને બધા મહેમાનો તો ખૂબ હસ્યા પણ લીઝા માસી રડી પડી અને પોતાની ઓરડીમાં ચાલી ગઈ. વરરાજા રડયા તો નહિ જોકે તેમને કંઈ હસવું ન આવ્યું. એ વાત સાચી કે પપ્પાને કોઈએ દંડ ન કર્યો. પોતાની લીઝા માસીને ખોટું લગાડવાનો તો એમનો જરાય ઈરાદો નહોતો. તે સિવાય એમને ખ્યાલ આવી ગયો કે ઘણાં ખરાં સગા-વહાલાઓને એમની કવિતાઓ એટલી ગમતી નથી. એક મહેમાને બીજાને શું કહ્યું તે એક વાર એમના કાને પડયું:

"ફરી પાછું આ વિલક્ષણ બાળક પોતાનો બકવાસ શરૂ કરશે!"

ત્યારે દાદીમા પાસે જઈને પપ્પાએ પૂછ્યું:

"વિલક્ષણ બાળક એટલે શું?"

"બહુ જ અસાધારણ બાળક," દાદીમા બોલ્યા.

"અને તે શું કરે?"

"તે વાયલિન વગાડે, અથવા મગજમાં ઘણી ગણતરી કરે અને માને આખો વખત સવાલો કરીને હેરાન ન કરે."

"અને એ મોટો થાય ત્યારે?"

"ત્યારે મોટે ભાગે એ સાધારણ માણસ બની જાય."

"આભાર," પપ્પાએ કહ્યું, "હું સમજું છું."

હવે પછીનાં કોઈ પણ પ્રસંગે પપ્પાએ પોતાની કવિતાઓ ન વાંચી. તેઓ કહેતા કે તેમનું માથું બહુ દુઃખે છે. અને ત્યારથી ઘણા વખત સુધી તેમણે કવિતાઓ લખી નહિ. અને હજુ પણ જ્યારે કોઈ પ્રસંગે તેમને પોતાની કવિતાઓ વાંચવાની અરજી કરવામાં આવે ત્યારે તરત એમનું માથું દુઃખવા લાગે.

# પપ્પાએ ડોકટરને કેવું બટકું ભર્યું



પપ્પા જ્યારે બહુ નાનકડા હતા ત્યારે તેઓ અવાર-નવાર માંદા પડતા. આખો વખત તેમને શરદી રહેતી. કોઈ વાર છીંકો ખાય, ઘડીકમાં ઉધરસ આવે, ગળું દુઃખે અથવા કાન દુઃખે... છેવટે એમને ડોકટર પાસે લઈ ગયા. તેનાં દવાખાના બહાર પાટિયું હતું: 'કાન, નાક અને ગળાનાં ખાસ ડોકટર — સ્પેશિયાલિસ્ટ.'

"આ તેની અટક છે?" નાનકડા પપ્પાએ દાદીમા અને દાદાજીને પૂછ્યું.

"ના," તેઓએ કહ્યું. "તે આ બધાનો ઇલાજ કરે છે. હવે જરા મોઢું બંધ રાખ."

પપ્પાનાં કાન, નાક અને ગળું તપાસીને ડોકટરે કહ્યું કે ઓપરેશન કરવું પડશે. પપ્પાને મોસ્કો લઈ જવામાં આવ્યા. તેમનાં કાકડા કપાવવામાં હતા.

બહુ જ વૃદ્ધ, સફેદ વાળવાળાં, બહુ જ સખત ચહેરો ધરાવતા ડોકટરે તેમને કહ્યું:

"છોકરા, મોઢું ખોલ જોઉં!"

અને જ્યારે પપ્પાએ મોઢું ખોલ્યું ત્યારે તેણે આભાર પણ ન માન્યો. ખૂબ જ અંદર પોતાની હાથ ખોસીને અંદર ફંફેસવાનું શરૂ કરી દીધું. આ બધું ઘણું જ પીડાજનક અને અણગમતું હતું. જ્યારે ડોકટરે કહ્યું: "તો કાકડાભાઈ અહીં બેઠા છે." અને થોડું વધારે જોર કર્યું ત્યાં તો એકદમ ચીસ પાડીને તેમણે પોતાનો હાથ બહાર ખેંચી કાઢયો. બધાંયે જોયું કે તેમનાં અંગૂઠામાંથી લોહી નીકળી રહ્યું હતું. દવાખાનામાં ધમાલ મચી ગઈ.

"આયોડિન લાવો!"

તેમને આયોડિન આપ્યું. તે ડોકટરે પોતાનાં લાંબા આંગળા પર ચોપડયું. પછી કહ્યું:

"રૂ અને પાટો લાવો!"

તેમને રૂ અને પાટો અપાયા. એક હાથેથી તેમણે પોતાની આંગળી પર પાટો બાંધ્યો.

પછી ડોકટરે હળવેથી કહ્યું:

"હું ચાલીસ વરસોથી આ કામ કરું છું. પહેલી વાર મને આ રીતે કોઈએ બટકું ભર્યું. જેને આ છોકરાનું ઓપરેશન કરવું હોય તે કરે! મેં હાથ ધોઈ નાખ્યા." તેઓ ખરેખર સાબૂથી હાથ ધોઈને ચાલ્યા ગયા. ત્યારે દાદાજી પપ્પા પર બહુ જ ગુસ્સે થઈ ગયા અને બોલ્યા:

"તને મોસ્કો શું કામ લાવ્યા? તારો ઇલાજ કરવા! અને તે આ શું કર્યું? યાદ રાખ! બાજુમાં જ દાંતના ડોકટરની કૅબિન છે. ત્યાં જે પણ છોકરાંઓ ડોકટરને બટકાં ભરે છે, તેમનાં દાંત પાડી નાંખવામાં આવે છે. કદાચ તારે ત્યાં જવું હોય એવું લાગે છે? મેં તો હજુ તને ઑપરેશન પછી

આઈસ્ક્રીમ ખવડાવવાનું વચન આપ્યું હતું!"

આઈસ્ક્રીમનું નામ સાંભળતા તો પપ્પા વિચારમાં પડી ગયા. પહેલાં તો તેમને કદી આઈસ્ક્રીમ અપાતો નહિ. બધાંને બીક હતી કે તેમનું ગળું ખરાબ થઈ જશે અથવા કાન-નાકમાં શરદી લાગી જશે. પપ્પાને આઈસ્ક્રીમ બહુ જ ભાવતો. તેમને કહેવામાં આવ્યું હતું કે ઑપરેશન પછી બધાં બાળકોને આઈસ્ક્રીમ આપવામાં આવે છે. તે બહુ ફાયદો કરે. એનાથી લોહી અટકાઈ જાય... આઈસ્ક્રીમનો વિચાર આવતા જ પપ્પાઓ કહ્યું:

"હવે નહિ કરું..."

છતાંય જુવાન ડોકટર જે ઑપરેશન કરનાર હતો, પપ્પાને ચેતવીને બોલ્યો:

"જો, તેં વચન આપ્યું છે!"

અને પપ્પાએ ફરી એક વાર કહ્યું:

"હવે નહિ કરું..."

પપ્પાને ખુરશી પર બેસાડી હાથ અને પગ પકડવામાં આવ્યા. એટલા માટે નહિ કે તેમણે બટકું ભર્યું. આવું તો બધાં છોકરાંઓ સાથે કરવામાં આવે છે, જેથી તેઓ ડોકટરને ખલેલ ન પહોંચાડે. બહુ જ દુ:ખાવો થયો. પણ આઈસ્ક્રીમનો વિચાર કરી પપ્પાએ બધું સહન કર્યું. પછી ડોકટરે કહ્યું:

"જો, આ પતી ગયું બધું! શાબાશ! જરાય પણ ન રડયો!"

પપ્પા તો બહુ ખુશ થઈ ગયા. ત્યાં તો ડોકટર તરત બોલ્યા:

"અરે, હજુ એક મિનિટ... હજું એક રહી ગયો! થોડી વધુ ધીરજ રાખીશ?"

"હા," કહીને પપ્પા ફરીથી આઈસ્ક્રીમનો વિચાર કરવા લાગ્યા.

"બસ, હવે બધું પતી ગયું," ડોકટરે કહ્યું. "શાબાશ. જરાય રડયો નહિ. હવે આઈસ્ક્રીમ ખવાય. તને કયો ભાવે?"

"વેનિલા," કહી પપ્પાએ દાદાજી તરફ જોયું પણ દાદાજી તો હજુ પણ પપ્પા પર ગુસ્સે હતા.

"આઈસ્ક્રીમ વિના ચાલશે." તેમણે કહ્યું. "બટકું ન ભર્યું એટલે બસ."

હવે આઈસ્ક્રીમ નહિ જ મળે તે સમજ્યા છતાંય પપ્પા રડવા લાગ્યા.

બધાંને તેમની બહુ દયા આવી. પણ દાદાજીએ મચક ન આપી. અને પપ્પાને બહુ જ ખોટું લાગ્યું. તેમને હજી સુધી એ બધું યાદ છે. તે પછી તો એમણે કેટલીય આઈસ્ક્રીમો ખાધી — વેનિલા ... ચોકલેટ ... સ્ટ્રોબેરી ... પણ ઑપરેશન પછી જે આઈસ્ક્રીમ આપવાનું વચન અપાયું હતું, તેને કદી ભૂલી ન શક્યા.

એ પછી પપ્પા બહુ માંદા ન પડતા. બહુ છીંક કે ઉધરસ ન આવતી, ગળું અથવા કાન બહુ દુઃખતા નહિ.

ઑપરેશનથી પપ્પાને ઘણું સારું થઈ ગયું. ત્યારે તેઓ સમજી ગયા કે સાજા થવા માટે થોડું-ઘણું સહન તો કરવું જોઈએ. એ પછી તો કેટલીય વાર ડોકટરોએ તેમની કાપાકૂપી કરી, ઈંજેક્શનો ખોસ્યાં, પણ તેમણે કોઈને બટકું ન ભર્યું. તે જાણતા હતા કે આ બધું એમનાં સારા માટે જ કરવામાં આવે છે. દરેક વખત હવે તેઓ પોતે જ પોતાને માટે આઈસ્ક્રીમ ખરીદતા. હજી સુધી પણ પપ્પાને આઈસ્ક્રીમ બહુ ભાવે છે.

## પપ્પાએ શું બનવું એ કેવી રીતે નક્કી કર્યું




પપ્પા જ્યારે નાનકડા હતા ત્યારે તેમને ઘણી વાર એક ને એક સવાલ પૂછાતો. "મોટો થઈને તું શું બનશે?" પપ્પા હંમેશાં વિચાર્યા વિના આ સવાલનો જવાબ આપતા. દરેક વખત તેમના જવાબ જુદા-જુદા હોય. પહેલાં તેમને ચોકીદાર બનાવું હતું. બધાં ઊંઘતા હોય પણ ચોકીદાર ન સૂવે એ વાત તેમને બહુ ગમી. તે સિવાય બધા સૂતા હોય ત્યારે પોતાની લાકડી ફટકારીને અવાજ કરી શકાય એ પણ પપ્પાને બહુ ગમતું. તેમણે મોટા થઈને ચોકીદાર બનવાનો એકદમ પાકો નિશ્ચય કરી લીધો. એટલામાં તો સરસ

મજાની લીલી હાથગાડી લઈ એક આઈસ્ક્રીમ વેંચનારો આવી ચડયો. ગાડી પણ ચલાવાય અને આઈસ્ક્રીમ પણ ખવાય! કેવું સરસ! "એક ભાગ વેંચીશ અને બીજો ખાઈશ!" પપ્પાએ વિચાર કર્યો, "અને નાનકડા બાળકોને મફત આઈસ્ક્રીમ ખવડાવીશ."

પોતાનો દીકરો આઈસ્ક્રીમ વેંચનાર બનવા માગે છે તે જાણી દાદાજી અને દાદીમાને ઘણું આશ્ચર્ય થયું. તેઓ આ વાત પર બહુ હસ્યા. પપ્પાએ તો મજેદાર અને સ્વાદિષ્ટ ધંધો પોતાને માટે ગોતી લીધો હતો.

એક દિવસ રેલ્વે સ્ટેશન પર પપ્પાએ એક ગજબનાં માણસને જોયો. આ માણસ આખો વખત રેલ્વે અને માલગાડીના ડબ્બાઓ અને ઈંજિન સાથે રમતો રહેતો. રમકડાં નહિ પણ સાચાં! ઘડીકમાં ડબ્બા ઉપર કૂદતો તો ઘડીકમાં તેમની નીચે ઘૂસી કોઈ વિચિત્ર રમત રમ્યાં કરતો.

"આ કોણ છે?" પપ્પાએ પૂછ્યું.

"ડબ્બાઓ જોડણાર," જવાબ મળ્યો.

છેવટે પપ્પાને સમજ પડી કે એમને શું બનવું છે. બસ વિચારી તો જુઓ! ડબ્બાઓ જોડવા અને છૂટાં પાડવા! એથી વધુ મજેદાર કામ દુનિયામાં શું હોઈ શકે? જ્યારે પપ્પાએ કહ્યું કે પોતે રેલ્વેમાં ડબ્બા જોડણાર બનશે ત્યારે સગા-વહાલાઓમાંથી કોઈએ પૂછ્યું:

"પણ આઈસ્ક્રીમ શું?"

ત્યાં પપ્પા વિચારમાં પડી ગયા. તેમણે રેલ્વેમાં ડબ્બા જોડણાર બનવાનો પાકો નિશ્ચય કરી લીધો હતો પણ લીલી આઈસ્ક્રીમની ગાડી મૂકવી પણ તેમને ગમતી નહોતી. ત્યાં તો તેમને એક ઉપાય સૂઝયો.

"હું ડબ્બા જોડીશ અને આઈસ્ક્રીમવાળો બનીશ!" તેમણે ઘોષણા કરી.

બધાં બહુ આશ્ચર્ય પામ્યાં. પણ નાનકડા પપ્પાએ તેમને સમજાવ્યા. તેમણે કહ્યું:

"આ કામ જરાય અઘરું નથી. સવારે હું આઈસ્ક્રીમ લઈને જઈશ. થોડું ચાલીશ, ફરીશ, પછી દોડીને સ્ટેશને જઈશ. ત્યાં ડબ્બાઓ જોડીને પાછો દોડીને આઈસ્ક્રીમ વેંચવા આવી જઈશ. બસ આખો વખત આમ જ.

આઈસ્ક્રીમની ગાડી સ્ટેશન નજીક જ રાખીશ. જેથી બહુ દૂર સુધી ન જવું પડે."

બધાંને બહુ જ હસવું આવ્યું. ત્યારે પપ્પા બહુ જ ખિજાઈ ગયા અને બોલ્યા:

"જો તમે હસશો તો હજુ હું રાત્રે ચોકીદાર તરીકે કામ કરીશ. રાત્રે તો હું નવરો જ છું ને."

આ રીતે પપ્પાએ બધું એકદમ સરસ ગોઠવી લીધું. પણ થોડા વખતમાં તો તેમને પાઈલટ બનવાનું બહુ મન થઈ ગયું. પછી કલાકાર બની મંચ પર પાગો ભજવવાની ઈચ્છા થઈ. પછી એક વાર દાદાજી સાથે તેઓ એક કારખાને ગયા હતા, ત્યાં કડિયો બનવાનું એમને બહુ મન થઈ આવ્યું. તેમને વહાણ પર ખલાસી તરીકે જવાનું પણ બહુ મન થયું. મેદાનમાં આખો દિવસ ગાય ચરાવવી, જોરથી ચાબુક ફટકારવી પણ તેમને બહુ ગમતી. એક દિવસ તો તેમને કૂતરો થવાનો વિચાર સૂઝયો. આખો દિવસ તેઓ ચાર પગે દોડયા, અજાણ્યાં લોકો સામે ભસ્યા અને જ્યારે એક બૂઢી બાઈ તેમને માથે હાથ ફેરવવા આવી ત્યારે તેને કરડવાની પણ કોશિશ કરી જોઈ. નાનકડા પપ્પાને ભસતા તો બહુ સરસ આવડી ગયું પણ પોતાનાં પગેથી કાન ખંજવાળતા તેમણે ગમે તેટલી કોશિશ કરી છતાંય ન આવડયું. આ કામ બરોબર શીખવા માટે બહાર આંગણામાં પોતાનાં કૂતરા તૂઝિક પાસે જઈને તેઓ બેઠા. રસ્તા પરથી કોઈ અજાણ્યો ફોજી પસાર થતો હતો. તે ઊભો રહી પપ્પાની સામે જોવા લાગ્યો અને જોઈ જ રહ્યો. બસ જોતો જ રહ્યો. પછી પૂછ્યું:

"એ છોકરા, તું આ શું કરી રહ્યો છે?"

"મારે કૂતરું બનવું છે," પપ્પાએ કહ્યું.

ત્યારે ફોજીએ પૂછ્યું:

"તારે માણસ નથી બનવું?"

"પણ માણસ તો હું છું જ!" પપ્પા બોલ્યા.

"તું વળી કઈ જાતનો માણસ જો તને કૂતરું બનતાય ન આવડે! માણસ તે વળી આવો હોતો હશે?" ફોજી બોલ્યો.

"તો પછી કેવો હોય?" પપ્પાએ પૂછ્યું.

"તું જ વિચારી જો," કહીને ફોજી ચાલ્યો ગયો. તે જરાય પણ હસ્યો નહિ. નાનકડા પપ્પાને કોણ જાણે કેમ ઘણી જ શરમ આવી. તે વિચારવા લાગ્યા અને વિચારતા જ રહ્યા, અને જેમ વધુ વિચારે તેમ વધુ શરમ આવી. ફોજીએ તેમને કંઈ પણ સમજાવ્યું નહિ પણ તેઓ પોતે જ સમજી ગયા કે રોજ-રોજ નવા ધંધા ન ગોતાય. સહુથી મહત્ત્વપૂર્ણ તો એ છે કે પોતે હજુ નાના છે અને એમને પોતાને હજુ ખબર નથી કે આગળ શું બનશે. એ પછી જ્યારે તેમને આ જ સવાલ પૂછવામાં આવતો ત્યારે ફોજીને યાદ કરી તેઓ કહેતા :

"હું માણસ બનીશ!"

પછી કોઈ તેમની ઉપર હસ્યું નહિ. નાનકડા પપ્પાએ પણ જાણ્યું કે આ સહુથી સાચો જવાબ હતો. આજે પણ તેઓ એમ માને છે. સર્વપ્રથમ આપણે સારા માણસ બનવું જોઈએ. પાઈલટ, ભરવાડ, કડિયા અથવા કલાકાર માટે સહુથી મહત્ત્વપૂર્ણ વાત આ છે. પગેથી કાન પાછળ ખંજવાળતા આવડવું જ જોઈએ, એવું જરાય જરૂરી નથી.



પપ્પા નાનકડા હતા ત્યારે તેમના માટે ઘણાં રમકડાં આવતા. દડો, લોટો રમત, પતંગો, મોટરગાડી. પછી આવ્યો પિયાનો. રમકડાંનો નહિ પણ સાચો. બહુ જ મોટો, સુંદર, ચમકદાર અને કાળા ઢાકણાંવાળો. તેનાથી અડધો ઓરડો ભરાઈ ગયો.

પપ્પાએ દાદજીને પૂછયું :

“તમને પિયાનો વગાડતા આવડે છે?”

“ના, નથી આવડતું,” દાદાજીએ કહ્યું.

ત્યારે પપ્પાએ દાદીમાને પૂછ્યું :

"તમને વગાડતા આવડે છે?"

"ના, નથી આવડતું," દાદીમાએ કહ્યું.

"તો પછી આને કોણ વગાડશે?" પપ્પાએ પૂછ્યું :

"તું!"

"પણ મને એ ક્યાં આવડે છે?" પપ્પા બોલ્યા.

"તને સંગીત શીખવશું," દાદાજીએ જાહેર કર્યું.

અને દાદીમાએ ઉમેર્યું :

"તારી શિક્ષિકાનું નામ છે — નાદેઝ્દા ફ્યોદોરોવ્ના."

ત્યારે પપ્પા સમજ્યા કે તેમને બહુ જ મોટી ભેટ મળી છે. આ પહેલાં ઘરે કોઈ પણ શિક્ષકો બોલાવાયા નહોતા. નવા રમકડાથી રમતા તેઓ જાતે જ શીખ્યા હતા.

પછી આવી સંગીત શિક્ષિકા — નાદેઝ્દા ફ્યોદોરોવ્ના એ બહુ જ શાંત, મોટી ઉંમરની મહિલા હતી. પિયાનો કેવી રીતે વગાડાય તે તેણે પપ્પાને બતાવ્યું. પછી તેમને સુર શીખવવા લાગી. પપ્પા બધા સુરો શીખી ગયા. ડો ... રે ... મી ... ફા ... સોલ ... લા ... સી ... પપ્પા બહુ જલ્દી યાદ રહી ગયા. એક કાગળ અને પેન્સિલ લઈ તેઓ બોલ્યા :

"ડો ... માળામાં કાગડો ..." અને એમણે એક ઝાડ દોર્યું. ઝાડ પર માળો, માળામાં કાગડાનાં બચ્ચા અને તેમની નજીક કાગડો. રે ... કૂતરો ચોકી કરે ... પછી તેમણે એક નાનું ઘર દોર્યું. એના દરવાજે ચોકી કરતો કૂતરો દોર્યો. પછી પપ્પાએ દોર્યું : મી ... કૂતરાનો રંગ બદામી; ફા ... શહેર ઉફા; સોલ ... ડો, રે, મી, ફા બોલ; લા ... ફૂલ બધાંને વ્હાલાં; સી ... ચોર ગયો નાસી. આ બધામાં પપ્પાને ઘણી મઝા પડી. પણ તેઓ તરત સમજી ગયા કે પિયાનો વગાડવું કંઈ આટલું સહેલું નહોતું. તેમની એકની એક વસ્તુ દસ વગાડવાનો કંટાળો આવવા લાગ્યો. આથી તો કંઈક વાંચવું, રખડવું અથવા નકામાં બેઠા રહેવું પણ વધુ સારું. બે અઠવાડિયા પછી તો સંગીતે પપ્પાને એવો કંટાળો આપ્યો કે પિયાનો તો તેમને હવે દીઠો ન ગમતો.

ટીચર પહેલાં પપ્પાનાં બહુ વખાણ કરતી પણ હવે તે ફક્ત માથું હલાવતી.

"તને શું જરાય રસ નથી પડતો?" તેણે પપ્પાને પૂછયું.

"ના," કહી દરેક વખત પપ્પા વિચારતાં કે તે ખિજાઈ જશે અને સંગીત શીખવવાનું બંધ કરશે. પણ આવું કંઈ બન્યું નહિ.

દાદાજી અને દાદીમા પપ્પાને બહુ વઢયાં.

"જો, અમે કેટલો સરસ પિયાનો ખરીદી આપ્યો. તને શીખવવા ટીચર આવે છે. નથી શીખવું તારે સંગીત? શરમ આવી જોઈએ તને!"

દાદાજીએ તો એટલું પણ કહ્યું:

"આજે તેને સંગીત નથી શીખવું. કાલે ઊઠીને તેને સ્કૂલે જવું નહિ ગમે. પછી કામ કરવાનું મન નહિ થાય, આવા આળસુના પીર ને તો નાનપણથી જ મહેનત કરવાની ટેવ પાડવી જોઈએ. તારે પિયાનો વગાડવાનો જ છે."

પછી દાદીમાએ ઉમેર્યું:

"જો મને નાનપણમાં પિયાનો વગાડતા શીખવ્યું હોત તો હું આભાર જ માનત..."

ત્યારે નાનકડા પપ્પાએ કહ્યું:

"બહુ આભાર, પણ ત્યારે હવે આગળ નથી શીખવું."

જ્યારે નાદેઝ્દા ફ્રોદોરોવ્ના આવી ત્યારે પપ્પા ક્યાંક ગુમ થઈ ગયા. રસ્તા પર બધે તેમની તપાસ થઈ. કલાક આખો તેમને ગોત્યા પણ તે ક્યાંય દેખાયા નહિ. બરોબર એક ક્લાક પછી નાનકડા પપ્પા ખાટલા નીચેથી નીકળીને બોલ્યા:

"આવજો, નાદેઝ્દા ફ્રોદોરોવ્ના!"

ત્યારે દાદાજીએ કહ્યું:

"હું તને દંડ કરીશ."

અને દાદીમાએ ઉમેર્યું:

"હું પણ તને જુદો દંડ કરીશ."

ત્યારે નાનકડા પપ્પાએ કહ્યું:

"જેટલો દંડ કરવો હોય તેટલો કરો. પણ મને પિયાનો વગાડવાની ફરજ ન પાડો."

ત્યાં તો તેઓ રડી પડયા. તેઓ હજુ નાનકડા હતા ને પિયાનો વગાડવો તેમને બિલકુલ ગમતો નહિ. ત્યારે સંગીત ટીચર નાદેઝ્દા ફ્યોદોરોવ્નાએ કહ્યું:

"સંગીત લોકોને આનંદ આપવા માટે છે. મારા વિદ્યાર્થીઓમાંથી કોઈ પણ મારી પાસેથી ભાગીને ખાટલા નીચે સંતાઈ નથી જતું. જો બાળકને આખો કલાક ખાટલા નીચે ગાળવો વધુ ગમતો હોય તો તેનો અર્થ એ જ થયો કે તેને સંગીત નથી શીખવું. જો એને શીખવું ન જ હોય તો આપણે દબાણ નહિ કરીએ. જ્યારે તે મોટો થશે તો કદાચ પોતે જ આ બાબત અફસોસ કરશે. આવજો! હું તે બાળકો પાસે જઈશ જેઓ મારાથી ભાગીને ખાટલા નીચે નથી છુપાતાં."

આમ કહીને તે ચાલી ગઈ. પાછી કદી ન આવી. છતાંય દાદાજીએ નાનકડા પપ્પાને દંડ કર્યો. દાદીમાએ તેમને જુદો દંડ કર્યો. કેટલાય વખત સુધી પપ્પા ગુસ્સેથી મોટા પિયાનો તરફ જોતા રહ્યા.

જ્યારે નાનકડા પપ્પા મોટા થયા ત્યારે સમજ્યા કે સંગીત શીખવું એમની ગજા બહારની વાત છે. અત્યાર સુધી તેઓ એક પણ ગીત બરાબર સુરમાં ગાઈ નથી શકતા. ખરેખર તેમણે પિયાનો તો બહુ જ ખરાબ વગાડયો હોત.

કદાચ બધાં બાળકોને પિયાનો શીખવાની જરૂર પણ નથી.



જ્યારે પપ્પા નાનકડા હતા ત્યારે તેમને બધી સ્વાદિષ્ટ વસ્તુઓ બહુ ગમતી. તેમને શીરો બહુ ભાવતો. ચીઝ પણ એટલી જ ભાવતી. અને પકોડા પણ. એક બ્રેડ એમને ન ભાવતી, કારણ કે આખો વખત બધા તેમને કહેતા: "બ્રેડ સાથે ખા!"

પણ બ્રેડમાં તો કંઈ સ્વાદ ન આવે. તેને ખાવામાં શું મજા આવે, એવું મૂરખ, નાનકડા પપ્પા વિચારતા રહેતા. તેઓ સવારના નાસ્તા સાથે અથવા જમતી વખતે બ્રેડને હાથ ન લગાડતા. બ્રેડના નાનાં-નાનાં ટુકડાં કરી ટેબલ

પર વેરી દેતા. પછી વધેલી બ્રેડને ટેબલ કલોથ નીચે સંતાડી દેતા. પછી જૂઠું બોલતા કે તેમણે તો બ્રેડ ખાઈ લીધી. તેમણે નક્કી કરી લીધું કે મોટા થઈને પોતે બ્રેડને હાથ પણ નહિ લગાડે, અને પોતાનાં બાળકોને બ્રેડ ખાવાની ફરજ ન પાડે.

"જો મારે બ્રેડ ખાવી ન પડતી હોય તો કેવી મજા!" નાનકડા ગાંડા પપ્પા વિચારતા. "આજે નાસ્તા માટે શું છે? ચીઝ? આપણે એકલી ચીઝ ખાઈશું. સલામી પણ બ્રેડ વિના. બ્રેડ વગર ભોજન કેવું સ્વાદિષ્ટ લાગશે! સૂપ બ્રેડ વિના પીવાનું અને પકોડા પણ બ્રેડ વિના ખાવાનાં! કેવી સરસ જિંદગી! સાંજનું જમણ પણ બ્રેડ વિના. કેવું સરસ, જો રાત્રે સૂતા પહેલાં ખબર હોય કે આવતી કાલે સવારે ચા સાથે બ્રેડ નહિ ખાવાની!" નાનકડા પપ્પા વિચાર્યા રાખતા. તેમને બહુ જ જલ્દી મોટા થવાનું મન થતું.

દાદાજી અને દાદીમા અને બીજા બધા એમને કહેતા કે આવા વિચારો તદ્દન ખોટા છે. તેઓ કહેતા કે બ્રેડ ખાવું ઘણું સારું અને ફક્ત ખરાબ, મૂરખ છોકરાઓને બ્રેડ ન ભાવે. તેમણે કહ્યું કે જો માણસ બ્રેડ ન ખાય તો તે માંદો પણ પડી શકે, પપ્પાને બ્રેડ ન ખાવા માટે દંડ કરવાની પણ વાત થઈ. એક વાર દાદાજી અને દાદીમા ઘરે નહોતા. પપ્પા એકલા જમી રહ્યા હતા અને તેમને બ્રેડને હાથ ન લગાડયો.

ત્યારે ગવર્નેસે કહ્યું:

"બ્રેડ ખાઈ લે, નહિંતર બીજું કંઈ નહિ મળે!"

"નહિ ખાઉં," નાનકડા પપ્પાએ કહ્યું. અને પછી બ્રેડ જમીન પર ફેંકી દીધી. ગુસ્સાના કારણે ગવર્નેસ એક શબ્દ પણ ન બોલી. આવા મૌન કરતાં તો એ વઢી નાખે એ વધુ સારું. એ મૌનપૂર્વક એમની તરફ જોતી રહી. છેવટે કહ્યું:

"તને લાગે છે કે તેં ફક્ત રોટલીનો એક ટુકડો નીચે ફેંક્યો? તેં શું કર્યું એ હું તને કહીશ. હું નાની હતી ત્યારે રોટલીના એક ટુકડા માટે આખો દિવસ મારે બતક વાળવા પડતા. એક શિયાળે તો અમારે ત્યાં બિલ્કુલ અનાજ ન થયું. મારો એક ભાઈ, જે લગભગ તારી ઉંમરનો જ હશે, ભૂખથી મોત પામ્યો. જો ત્યારે એને રોટલીનો એક ટુકડો પણ મળ્યો હોત તો આજે એ

જીવતો હોત. તને લખતા-વાંચતા બધાં શીખવે છે, પણ રોટલી માટે અનાજ ક્યાંથી આવે છે એ કોઈ નથી શીખવતું. લોકો અનાજ માટે સખત મહેનત કરે છે, ત્યારે માંડ રોટલીનો એક ટુકડો મળે. અને તું તેને જમીન પર ફેંકે છે! તને શરમ આવવી જોઈએ! મારે તારું મોઢું પણ નથી જોવું!"

પછી નાનકડા પપ્પા સૂવા ગયા. પણ તેમને ઊંઘ ન આવી. તેમને ઘણાં બિહામણાં સપનાં આવ્યાં. સવારે ઊઠયા ત્યારે ખબર પડી કે તેમને આખો દિવસ બ્રેડ નથી મળવાની. એ પહેલાં જ્યારે એમને દંડ થતો ત્યારે મિષ્ટાન ન મળતું. કોઈક વખત બપોર જમવા પણ ન મળતું. પણ પહેલી જ વખત તેમને બ્રેડ ન મળે એવી સજા થઈ. આ વિચાર ગવર્નેસનો જ હતો. આ બહુ જ સરસ વિચાર હતો. સવારે પપ્પાએ બ્રેડ વિના લૂખ્ખી ચીઝ ખાધી. બહુ જ મજા આવી. તેઓ તરત બધું ખાઈ ગયા. પણ જ્યારે ટેબલેથી ઊઠયા તો જાણે ભુખ્યા જ રહ્યા. બ્રેડ વિના પેટ ન ભરાય. બપોરે જમવા સુધી તો માંડ તેમણે રાહ જોઈ. બ્રેડ વિના કટલેટ ખાવાથી પણ કંઈ સંતોષ ન વળ્યો. આખો દિવસ બ્રેડની ખામી લાગતી હતી. રાત્રે ઓમલેટ બની હતી. પણ બ્રેડ વિના જાણે કંઈ સ્વાદ જ ન લાગ્યો.

બધા પપ્પાની મજાક ઉડાવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હવે આખો વરસ એમને બ્રેડ નહિ અપાય. પણ બીજે દિવસે સવારે એમને બ્રેડનો એક ટુકડો આપવામાં આવ્યો. આ બ્રેડ એમને બહુ જ સ્વાદિષ્ટ લાગી. કોઈએ એમને કંઈ કહ્યું નહિ. પણ બધાએ પપ્પાને બ્રેડ ખાતા જોયા. ત્યારે નાનકડા પપ્પા બહુ જ ભોંઠા પડી ગયા. ત્યારથી તેઓ બ્રેડ ખાતા થઈ ગયા અને પછી કદી બ્રેડ જમીન પર ફેંકી નહિ.



જ્યારે પપ્પા નાનકડા હતા ત્યારે તેમને વાત-વાતમાં ખોટું લાગી જતું. તેમને એક સામટો બધા પર બહુ ગુસ્સો આવી જતો. જ્યારે તેમને કહેવામાં આવતું: "તું કેમ આવી રીતે ચકલાંની જેમ ચણે છે?" એમને તરત જ ખોટું લાગતું. જો એમને કોઈ કહેતું: "તું મોંમાં આમ ડૂચાં કેમ ભરે છે?" ત્યારે પણ તેમને ગમતું નહિ.

એ દાદીમાથી રિસાઈ જતા કારણ કે પોતે કંઈ કહેવા ઇચ્છતા પણ દાદીમા કામમાં વ્યસ્ત હોવાને કારણે ધ્યાનથી સાંભળતા નહિ. તેઓ દાદાજી પર

ગુસ્સે થઈ જતા કારણ કે દાદાજી એમને કંઈ કહેવા માંગતા પણ પપ્પા પોતે વ્યસ્ત હોય અને સાંભળવાની ઈચ્છા ન હોય. જ્યારે દાદા-દાદી સાંજે ક્યાંય બહાર જતા અથવા નાટક જોવા જતા, ત્યારે પણ પપ્પાને ખોટું લાગતું અને તેઓ રડવા લાગતા. તેઓ ઈચ્છતા કે દાદા-દાદી આખો વખત ઘરમાં જ બેઠા રહે. જ્યારે એમને પોતાને સર્કસ જોવા જવું હોય ત્યારે નાનકડા પપ્પા બહુ જ જોરથી રડતા. પોતાને આખો દિવસ ઘરે રહેવું પડતું એ વાતથી એમને બહુ ગુસ્સે આવતો. પોતાના ભાઈ, વિત્યા કાકા, જે ત્યારે બહુ જ નાનકડા હતા, એમનાથી પણ પપ્પા રિસાઈ જતા કારણ કે તેઓ પપ્પા સાથે વાત ન કરતા. વિત્યા કાકા ફક્ત હસ્તા રહેતા અને પોતાનો અંગૂઠો ચૂસતા રહેતા. તેઓ એટલા નાના હતા કે ફક્ત "મા... મા..." એટલું જ બોલતા. તે છતાંય પપ્પા તો એમનાથી રિસાઈ જતા. ક્યારેક કાકી તેમને ત્યાં આવતી ત્યારે કાકીથી તેઓ રિસાઈ જતા. કાકા આવે ત્યારે એમનાથી રિસાઈ જાય. જો કાકા-કાકી બન્ને સાથે આવે તો તેઓ બન્નેથી પણ રિસાઈ જાય. એમને એવું જ લાગ્યા કરતું કે કાકી તેમની ઉપર હસે છે, અથવા કાકા એમની સાથે બિલ્કુલ વાત કરવા નથી માંગતા. આવા ઘણાંય કારણો તેઓ ઉપજાવી કાઢતા.

નાનકડા પપ્પા એમ વિચારતા કે આખી દુનિયામાં એ પોતે સૌથી મહત્ત્વપૂર્ણ વ્યક્તિ છે. એ જ્યારે બોલે ત્યારે બધાએ ચૂપ રહેવાનું. એમને ચૂપ રહેવું હોય ત્યારે કોઈએ એમને બોલાવવા નહિ.

જો એમને મ્યાંઉ-મ્યાંઉ, ભોં-ભોં, કાં-કાં, કૂકડે-કૂક અથવા ગાયની જેમ ભાંભરવું હોય તો બધાએ પોતાનું બધું કામ-કાજ મૂકી એમના આ અદ્ભુત આવજો સાંભળવા. પપ્પાને કદી એવો વિચાર ન આવતો કે બીજાં લોકો-મોટાં કે નાના, કોઈ પણ બાબતમાં તેમનાંથી ઊતરતા નથી. જો કોઈ એમની સાથે વાદ કરે અથવા જરાક પણ એમની ટીકા કરે તો એમને તરત જ ખોટું લાગી જતું. એમનું આ રિસાઈ જવાનું બધાને ગળે આવી ગયું હતું. એ નાકનું ટેરવું ચડાવી, બહુ જ ગુસ્સેથી જોઈ ચાલ્યા જતા. હંમેશાં તેઓ કોઈને કોઈની સાથે વાદ કરતા હોય, બાઝતા હોય અથવા ખિજાતા હોય. સવારથી સાંજ સુધી એમને શાંત પાડતા, મનાવવા, સમજાવવા પડે. સવારે આંખ

ખુલતાની વેંત જ ખિજાઈ જાય કારણ કે તડકો આંખમાં આવે. પછી સાંજ સુધી તેઓ મોઢું ચડાવીને ફરતા રહે અને સૂવા જાય ત્યારે ઊંઘમાં પણ કંઈ ને કંઈ બબડ્યા કરે. જ્યારે નાનકડા પપ્પા બીજા બાળકો સાથે રમતા ત્યારે પણ બહુ ઝગડા થતા. તેઓ ઇચ્છતા કે બધા એમને પોતાને ગમતી જ રમત રમે. તેઓ અમુક છોકરાઓ સાથે રમવા માગતા અને અમુક સાથે નહિ. જ્યારે ઝગડો થાય ત્યારે પોતે હંમેશાં સાચા હોય એવું માનતા. તેઓ પોતે બધાની મજાક ઉડાવી શકે એમની ઉપર કોઈ હસી ન શકે. આથી બધાને બહુ કંટાળો આવવા લાગ્યો. પછી તો ઘરે અને બહાર બધા જ નાનકડા પપ્પા પર હસવા લાગ્યા. ઘરે બધા એમને કહેતા:

"ચા જોઈએ? પણ ખોટું નહિ લગાડતો!"

"ચાલ ફરવા જઈએ. ફક્ત તું રિસાઈ નહિ જતો!"

"તને હજુ સુધી ખોટું નથી લાગ્યું?"

"ગુસ્સે થવું હોય તો જલ્દી થઈ જા... અમારી પાસે વધુ વખત નથી..."

આવું સાંભળીને નાનકડા પપ્પા તરત ઉશ્કેરાઈ જતા. ગલીના છોકરાઓ તેમને બહુ ખીજવતા. તેઓ કહેતા:

"રોતલ... માવડી..."

અને પપ્પાએ મોઢું ચડાવતા.

"જુઓ, હમણાં હું એની તરફ મારી આંગળી ઊંચી કરીશ અને એ તરત રિસાઈ જશે."

અને આ છોકરો આંગળી ચીંધે એ ભેગા જ પપ્પા ખીજાઈ જાય. ત્યારે બધા બહુ હસતા. છોકરાઓને બહુ મજા પડતી કે નાનકડા પપ્પાને ખીજવવું કેટલું સહેલું હતું. બધા મળીને પપ્પાને બહુ જ પજવતા. પણ એક મોટા છોકરાને પપ્પાની દયા આવી. તેણે કહ્યું:

"જો, તું રિસાઈ જવાનું મૂકી દે... પછી તને કોઈ ખીજવશે નહિ."

પપ્પાએ તેની વાત માની. હવે તેઓ બહુ રિસાતા નહિ. પછી બધાએ એમને ખીજવવાનું પણ ઓછું કરી દીધું. છતાંય ખોટું લગાડવાની એમની કૂટેવ છેક સ્કૂલમાં જઈને માંડ છૂટી. પણ એકદમ તો નહિ જ. આ

કૂટેવ તેમને ભણતરમાં, કામ કરતા તેમ જ લોકો સાથે દોસ્તી કરતા બહુ જ નડતી.

પપ્પાને જેઓ નાનપણથી ઓળખતા, તેઓ અત્યાર સુધી પણ એમને ક્યારેક ખીજવ્યા કરે. હવે તો પપ્પા એમની ઉપર ગુસ્સે નથી થતા. ભાગ્યે જ. પહેલાં કરતાં તો બહુ જ ઓછું.




જ્યારે પપ્પા નાનકડા હતા ત્યારે તેઓ દૂધ, પાણી, ચા અને ક્યારેક કોડ-લીવર-ઓઈલ પીતા.

કોડ-લીવર-ઓઈલ ઊગતા છોકરાઓ માટે બહુ સારું ગણાય છે. પણ તેનો સ્વાદ બહુ જ ખરાબ. નાનકડા પપ્પાને એમ લાગતું કે કોડ-લીવર-ઓઈલ કરતાં વધુ ખરાબ દુનિયામાં કંઈ છે જ નહિ. પણ આવું નહોતું.

એક દિવસ ઉનાળામાં નાનકડા પપ્પા બહાર રમી રહ્યા હતા. બહુ જ ગરમી હતી. પપ્પા ઘણું દોડયા અને એમને બહુ જ તરસ લાગી હતી. તેઓ

દોડતા-દોડતા ઘરે આવ્યા. ઘરે બધા કામમાં બહુ વ્યસ્ત હતા. મહેમાનો આવવાનાં હતાં એટલે મિઠાઈ બની રહી હતી અને ટેબલ ગોઠવવામાં આવ્યું હતું.

કોઈનું ધ્યાન નહોતું ત્યારે નાનકડા પપ્પાએ કાંચના જગમાંથી કાઢીને પાણી પીધું. તેમને ખબર હતી કે આ જગમાં હંમેશાં ઉકાળેલું પાણી હોય છે. તેઓ તરત અડધો ગ્લાસ ગટગટાવી ગયા. ત્યાં તો જાણે શ્વાસ રુંધાઈ ગયો. તેમને સમજ ન પડી કે આ કઈ જાતનું પાણી હતું.

નાનકડા પપ્પાને લાગ્યું જાણે કે તેઓ જીવતો-જાગતો દેડકો ગળી ગયા હોય. પછી તેમને લાગ્યું કે પાણી તો બરોબર છે પણ એમને પોતાને જ કંઈ થઈ ગયું લાગે છે. તેઓ બહુ ગભરાઈ ગયા અને એમ લાગ્યું કે હવે પોતાનો અંત આવી ગયો. આવો વિચાર આવતા જ ગભરાઈને એમણે જોરથી ચીસ પાડી. ચીસ સાંભળતા તો આખું ઘર દોડી આવ્યું.

નાનકડા પપ્પા ઉધરસ ખાવા લાગ્યા. તેમનો શ્વાસ રુંધાઈ ગયો અને ગળામાં બહુ જ બળતરા થવા લાગી. એમની હાલત બહુ જ ખરાબ થઈ ગઈ. ઘરમાં કોઈને સમજાતું નહોતું કે એમને શું થઈ ગયું છે.

"અરે, આને શું થઈ ગયું?" દાદીમાએ ચીસ નાખી.

"કંઈ નહિ, ફક્ત ઢોંગ કરે છે!" દાદાજી બોલ્યા.

પછી ચીસ સાંભળીને ગવર્નેસ દોડી આવી. તે તરત બધું સમજી ગઈ.

"એ વોદ્કા પી ગયો. જગમાં તો વોદ્કા ભરેલી હતી!" ગવર્નેસે કહ્યું. વોદ્કાનું નામ સાંભળતા તો ફરી ચીસાચીસ થઈ ગઈ.

"તરત ડોકટરને બોલાવો!" દાદીમાએ કહ્યું.

"હું હમણાં એને હોશમાં લાવું છું," દાદાજી બોલ્યા.

"એને કંઈ ખાવા આપો," ગવર્નેસ બોલી.

સૅંડવીચનો ટુકડો મોઢામાં મૂકતા પપ્પા બોલ્યા: "કદાચ વોદ્કા પણ ઘણી ફાયદાકારક હશે."

એમની તબિયત ફરી બગડી ગઈ. તેઓ નીચે જમીન પર બેસી ગયા અને એમનું માથું ભમવા લાગ્યું.

પછી શું થયું એ નાનકડા પપ્પાને બિલ્કુલ યાદ નથી. પણ બધા કહે

છે કે તેઓ આખો દિવસ ઊંઘતા રહ્યા. સાંજે એમને ઘણું ઠીક લાગતું હતું. પછી મહેમાનો આવ્યા અને વોદ્કા પીવાનું શરૂ થયું. નાનકડા પપ્પા પોતાને ખાટલેથી તેમને વોદ્કા પીતા જોઈ રહ્યા. આ લોકોની એમને બહુ દયા આવી. એમને બરોબર ખબર હતી કે આ લોકોની શી હાલત થશે. એક મહેમાનને તો એમણે કહ્યું પણ ખરું: "આવું ગંદું પાણી પીતાં નહિ!"

મહેમાનો તો આ સાંભળી ફક્ત હસ્યા.

સવાર સુધીમાં પપ્પાની તબિયત એકદમ સાજી થઈ ગઈ. પછી આ જગમાંથી એમણે કદી પણ પાણી ન પીધું. અત્યારે પણ જ્યારે તેઓ વોદ્કા જુએ તો તેમને તરત જ ચક્કર આવવા લાગે.

પપ્પા ઘણી વાર આ વાર્તા સંભળાવે છે. અને પછી હંમેશાં કહે:

"આ દિવસથી મેં પીવાનું મૂકી દીધું!"



**પ**પ્પા જ્યારે નાનકડા હતા ત્યારે વાંચતા તેઓ બહુ જલ્દી શીખી ગયા. તેમને ફક્ત કહેવામાં આવ્યું: આ છે 'ક' અને આ છે 'ખ' અને તેઓ બધા અક્ષરો શીખી ગયા. પછી તો બહુ મજા પડતી. પહેલાં તો તેઓ ફક્ત ચિત્રો જ જોતા પણ હવે તો ચોપડીઓ પણ વાંચી શકતા. પણ તેમને અક્ષરો લખવા બિલ્કુલ ન ગમતા. તેમને હાથમાં બરોબર કલમ પકડવી ગમતી નહિ. ખોટી રીતે પકડવી પણ ગમતી નહિ. એમને તો બસ વાંચવામાં જ રસ હતો, લખવામાં નહિ. વાંચવાની કેવી મજા પડે પણ લખવામાં તો કંટાળો જ આવે.

ત્યારે દાદા-દાદી એમને કહેતા :

"તું લખતા નહિ શીખ તો તને વાંચવા પણ નહિ મળે."

પછી કહ્યું :

"આ અક્ષરો લખ!"

આખી દિવસ, સવારથી સાંજ સુધી નાનકડા પપ્પાનાં કાનમાં આ શબ્દો રણકતા રહ્યા. રોજ બહુ જ અણગમાથી તેઓ અક્ષરો દોરવા બેસતા.

આ અક્ષરો બહુ જ વિચિત્ર હતા. આડા. અવડા... પપ્પાને તેઓ દીઠાં ન ગમતા.

તેમનાં અક્ષરો બહુ જ ખરાબ આવતા. પણ ઉપર માત્રાઓ અને ટપકાં બહુ જ સરસ દેખાતાં. આવાં સરસ મોટાં ટપકાં કરતાં હજુ કોઈને નહોતું આવડતું. બધાએ આ વાત કબૂલ પણ કરી. જો ફક્ત આવા સરસ શાહીના ટપકાં કરીને જ લખવાનું હોય તો નાનકડા પપ્પાના અક્ષર સહુથી સરસ ગણાય.

એક પણ અક્ષર એમનાંથી સીધો ન લખાતો. પણ એકોએક પાનાં ઉપર મોટી સુંદર માત્રાઓ બહુ મજાની લાગતી.

પપ્પાને ખરાબ અક્ષર માટે બધા ઠપકો આપતા અને દંડ પણ થતો. એકોએક પાઠ તેમને ફરીથી બે-ત્રણ વખત લખવાનું કહેવામાં આવતું. પણ જેટલી વધુ વખત તેઓ લખતા, અક્ષરો એટલા જ બગડતા જતા ટપકાં એટલા જ સુંદર લાગતા. તેમને સમજ ન પડતી કે બધા તેમને કેમ આટલું હેરાન કરે છે. શબ્દો વાંચતા તો તેમને આવડતું હતું. હવે તેમણે શબ્દો લખવા હતા, છુટાં-છુટાં અક્ષરો નહિ. પણ બધા કહેતા કે જ્યાં સુધી છુટા-છુટા અક્ષરો લખતા ન આવડે ત્યાં સુધી શબ્દો પણ ન લખાય. પણ એમને આ વાતનો વિશ્વાસ ન થતો. જ્યારે તેઓ સ્કૂલે જવા લાગ્યા ત્યારે બધા બહુ આશ્ચર્ય પામતા કે તેઓ આટલું સરસ વાંચતા પણ જરાય સારું લખી ન શકતા. આખી કલાસમાં સહુથી ખરાબ લખાણ એમનું હતું.

ઘણાં વરસો વીતી ગયા. નાનકડા પપ્પા હવે તો મોટા થઈ ગયા છે. પણ હજી સુધી તેમને વાંચવું જ ગમે—લખવું નહિ. તેમનાં અક્ષર હજી સુધી એટલા ગંદા અને ખરાબ છે કે લોકોને એમ જ લાગે કે તેઓ જાણી-

જોઈને આવા ખરાબ અક્ષર કાઢતા હશે.

ઘણી વાર પપ્પાને પોતે પણ બહુ જ શરમ આવે છે.

હજુ થોડા દિવસ પહેલા જ પોસ્ટ ઓફિસમાં કલર્કે તેમને કહ્યું: "તમને શું લખતા નથી આવડતું?" પપ્પાને ઘણું માઠું લાગ્યું.—"એકદમ આવડે છે!" તેઓ બોલ્યા. "આ વળી શું લખ્યું છે?"

"આ છે અક્ષર 'યુ'", પપ્પા સાવ ધીમેથી જાણે કાનમાં કહેતા હોય એમ બોલ્યા.

"'યુ'? 'યુ' વળી આવી રીતે કોણ લખે છે?"

"હું..." ધીમેથી પપ્પાએ કહ્યું.

ઓહ! પપ્પા કેટલું ઈચ્છતા કે એમનાં અક્ષર પણ સરસ, ચોખ્ખા હોય અને શાહીનાં લપેડા કર્યા વિના લખી શકે! પોતે બરોબર પેન પકડતા શીખ્યા હોત તો! હવે એમને એટલો પસ્તાવો થાય છે કે પોતે કદી પણ અક્ષર સુધારવાની કોશિશ ન કરી! પણ હવે શું થઈ શકે? વાંક તો પોતાનો જ હતો ને?



જ્યારે પપ્પા નાનકડા હતા ત્યારે એમનો એક ભાઈ હતો. જે એમના કરતાં પણ બહુ નાનો હતો.

હવે એમનો આ ભાઈ વીત્યા કાકા તરીકે ઓળખાય છે. એ ઈંજિનિયર છે અને એમનો એક દીકરો પણ છે.

પણ ત્યારે તો વીત્યા કાકા બહુ જ નાનકડા હતા. તેમને ચાલતા માંડ આવડતું હતું. ક્યારેક તેઓ હજુ પણ ચાર પગે ચાલતા. ક્યારેક નીચે જમીન

પર બેસી જતા. એમને એકલા તો મૂકી જ ન શકાય. તેઓ હજુ બહુ જ નાનકડા હતા.

એક વાર નાનકડા પપ્પા અને સાવ નાનકડા વીત્યા કાકા આંગણાંમાં રમી રહ્યા હતા. થોડીક પળો માટે તેઓ સાવ એકલા હતા. આ જ પળે દડો આંગણાંની બહાર ગયો અને પપ્પા દડાની પાછળ દોડયા. વીત્યા કાકા પપ્પાની પાછળ પાપા-પગલી ભરવા લાગ્યા.

એમનું ઘર થોડાંક ઉંચાણમાં એક નાની ટેકરી પર હતું. દડો નીચે ઢળી ગયો. પપ્પા તેની પાછળ દોડયા અને તેમની પાછળ-પાછળ વીત્યા કાકા પણ દોડયા. દડો નીચે ગબડીને રસ્તા ઉપર પડયો અને હજુ પણ થાક્યો નહિ. એ તો ત્રણેયમાં સહુથી નાનો હતો. નાનકડા પપ્પા જરા થાકી ગયા. વીત્યા કાકા તો એકદમ જ થાકી ગયા. તેઓ તો સાવ હમણાં જ ચાલતા શીખ્યા હતા. થાકીને તેઓ સીધા અધવચ્ચે રસ્તા પર બેસી ગયા.

રસ્તા પર એકદમ ધૂળ ઊડવા લાગી. દૂરથી કોઈ ગીત સંભળાયું અને ઘોડેસવારો દેખાયા. તેઓ પવનવેગે દોડી રહ્યા હતા. આ ઘણાં વરસો પહેલાની વાત છે. બીજા યુદ્ધની તરત પછીની...

નાનકડા પપ્પા બરોબર જાણતા હતા કે લડાઈ ખતમ થઈ ગઈ છે. છતાંય તેઓ બહુ ગભરાઈ ગયા. દડો ફેંકી, નાનકડા વીત્યા કાકાને રસ્તે મૂકી પોતે ઘર તરફ ભાગ્યા.

નાનકડા વીત્યા કાકા તો જમીન પર બેઠા-બેઠા દડાથી રમતા રહ્યા. તેમને તો ઘોડા અથવા ફોજીઓનો કોઈ ડર નહોતો. તેમને કશાનો પણ ડર નહોતો. તેઓ તો હજુ બહુ જ નાનકડા હતા. ઘોડેસવારો વીત્યા કાકાની નજીક પહોંચ્યા. સહુથી આગળ સફેદ ઘોડા પર કમાન્ડર સવાર હતો.

"ઊભા રહો!" તેણે હુકમ છોડયો. પછી ઘોડેથી નીચે ઊતરી વીત્યા કાકાને ઊંચક્યા. તેમને હવામાં ઊંચે ઉછાળી, પકડીને જોરથી હસ્યો.

"કેમ છો?" તેણે પૂછયું. જવાબમાં વીત્યા કાકા પણ હસ્યા અને તેની સામે દડો ધર્યો. એટલામાં તો દાદીમા, દાદાજી અને નાનકડા પપ્પા દોડતા આવ્યા.

દાદીમાએ ચીસ પાડી.

“મારો દીકરો ક્યાં?”

ત્યાં દાદાજી ગરજ્યા.

“બૂમો નહિ પાડ!”

નાનકડા પપ્પા મોટેથી રડી પડયા.

ત્યારે કમાન્ડરે કહ્યું:

“આ રહ્યો તમારો દીકરો! બહાદૂર છોકરો, નથી તેને લોકોનો ડર, નથી ઘોડાનો!”

કમાન્ડરે ફરી એક વખત વીત્યા કાકાને ઊંચે હવામાં ઉછાળી પછી દાદીમાના હાથમાં સોંપ્યા. દાદાજીના હાથમાં દડો સોંપ્યો. પછી નાનકડા પપ્પા તરફ જોઈએ કહ્યું:

“‘વાછરડા પહેલાં બળદ ભાગ્યો...’”

બધા હસી પડયા. ઘોડેસવારો દોડીને પસાર થઈ ગયા. દાદાજી, દાદીમા, નાનકડા પપ્પા અને એથીએ નાનકડા વીત્યા કાકા બધા ઘરે ગયા.

દાદાજીએ નાનકડા પપ્પાને કહ્યું:

“‘વાછરડા પહેલાં બળદ ભાગ્યો...’ કારણ કે તે ડરપોક હતો. આ લેર્મોન્તોવની કવિતા છે. શરમ આવવી જોઈએ તને!”

શરમ તો નાનકડા પપ્પાને બહુ જ આવી.

મોટા થઈને તેમણે લેર્મોન્તોવની બધી કવિતાઓ વાંચી. આ પંક્તિઓ વાંચતી વખતે હંમેશાં તેઓ ભોંઠા પડી જતા.

## પપ્પાએ એક છોકરી સાથે કેવી દોસ્તી કરી



**પ**પ્પા જ્યારે નાનકડા હતા ત્યારે માશા નામની એક છોકરી સાથે એમની દોસ્તી હતી. તે પણ પપ્પા જેવડી નાની હતી. તેઓ સાથે મળીને રમતા, રેતીમાં સરસ ઘર બનાવતા, પાણીનાં ખાબોચિયામાં કાગળની હોડીઓ ચલાવતા. તેઓ એમાં માછલા પણ પકડતા. જોકે એમને કંઈ હાથે લાગતું નહિ. છતાંય બહુ જ આનંદ આવતો.

નાનકડા પપ્પાને આ છોકરી સાથે રમવાની બહુ મજા પડતી. તે કદી એમની સાથે ઝગડતી નહિ. તેમનાં ઉપર પથરા ન ફેંકતી અને તે ચાલતા

હોય ત્યારે આડો પગ ન ભરાવતી. જો એમના બધા દોસ્તો આવા જ ડાહ્યા હોત તો કેવું સરસ! પણ તેઓ આવા નહોતા. તેઓ પપ્પાને બહુ ખીજવતા કારણ કે તેઓ છોકરી સાથે રમતા. તેમને સાથે જોઈને બધા ખીજવતા:

સાશા અને માશા!
માશા અને સાશા!

અને પછી પૂછતા: "લગ્ન ક્યારે છે?"

તેઓ જાણી કરીને નાનકડા પપ્પા સાથે છોકરી જોડે બોલતા હોય એવી રીતે વાત કરતા. તેઓ કહેતા:

"તું આવી? તું ક્યાં હતી?"

તેઓ એમ માનતા કે છોકરીઓ સાથે દોસ્તી કરવી બહુ જ ખરાબ ગણાય.

નાનકડા પપ્પાને છોકરાઓના આ વર્તનથી બહુ ખોટું લાગતું. અને તેઓ રડતા પણ, ફક્ત નાનકડી માશા હસતી. તે કહેતી:

"ભલે ને ખીજવતા હોય!"

એટલે જ એને ખીજવવામાં કંઈ મજા ન આવતી. બધા છોકરાઓ ફક્ત નાનકડા પપ્પાને ખીજવતા. માશા પર તો કોઈ બિલ્કુલ ધ્યાન ન દેતું.

એક વખત એક મોટું કૂતરું આંગણામાં દોડી આવ્યું. કોઈએ ચીસ પાડીને કહ્યું:

"આ તો હડકાયું કૂતરું છે!"

સહુથી બહાદૂર છોકરાંઓ પણ ઊભી પૂંછડીએ ભાગ્યા. નાનકડા પપ્પા તો એ ને એ જ જગ્યાએ જડ ઊભા રહ્યા. કૂતરો સાવ નજીક આવી ગયો. ત્યારે માશા પપ્પા પાસે આવીને ઊભી રહી અને કૂતરા સામે લાકડી ફેરવી.

"ચાલ, હટ અહીંથી..." તેણે કહ્યું.

ત્યાં તો બધાએ જોયું કે આ હડકાયો કૂતરો ઊભી પૂંછડીએ બહાર ભાગ્યો. પછી ખબર પડી કે આ કંઈ હડકાયું કૂતરું નહોતું તે ફક્ત અહીં ભૂલું પડી ગયું હતું, બધાં કૂતરા પોતાનું આંગણું કયું અને પારકું આંગણું કયું એ તરત સમજી જાય છે. સહુથી ખતરનાક કૂતરો પણ પારકે આંગણે સાવ સીધો થઈ જાય.

જ્યારે છોકરાઓને ખબર પડી કે આ કંઈ હડકાયું કૂતરું નથી, ત્યારે બધા લાકડી અને પથરા લઈને તેની પાછળ દોડવા લાગ્યા. પણ આ કંઈ મોટું બહાદૂરીનું કામ નહોતું, એટલું તો કૂતરું પણ સમજતું હતું. તે બહાર રસ્તા પર નીકળી, ઊભું રહી પાછું ભસવા લાગ્યું. પછી આંગણાંમાં પાછા આવી છોકરાઓ નાનકડા પપ્પાને ખીજવવા લાગ્યા.

"બીકણ બિલાડી... તું તો સહુથી વધુ ગભરાઈ ગયો. તારાથી તો દોડાયું પણ નહિ." તેમણે કહ્યું.

"હા, હું ડરી ગયો. તમે બધા પણ ડરી ગયા હતા. એક માશા જ ડરી નહિ."

આ સાંભળી બધા છોકરાંઓ ચૂપ થઈ ગયા. તેઓ એકદમ ભોંઠા પડી ગયા. ત્યારે માશાએ કહ્યું:

"ના, હું પણ ડરી ગઈ હતી."

પછી બધા હસી પડયા. આ પછી કોઈએ નાનકડા પપ્પાની છેડતી ન કરી. માશા સાથે એમની બહુ જ પાકી દોસ્તી રહી.

## પપ્પાએ પોતાની તાકાતનું કેવું પ્રદર્શન કર્યું



પપ્પા જ્યારે નાનકડા હતા ત્યારે તેમના ઘણા મિત્રો હતા. તેઓ રોજ સાથે રમતા. ક્યારેક બાઝી પડતા અને મારામારી પણ થતી. પછી બધા પાછા એક થઈ જતા. પણ એક છોકરો એવો હતો જે કોઈની પણ સાથે મારામારી ન કરતો. એનું નામ હતું લ્યોન્યા નઝારોવ. તે મધ્યમ કદનો ખડિયલ બાંધાનો છોકરો હતો. તેના પિતા ફોજમાં કામ કરતા અને બુદેન્ની નામના પ્રસિદ્ધ

કમાન્ડર વિશે લ્યોન્યા ઘણી વાતો કરતો. તેમણે કેવી બહાદૂરીથી સફેદ સૈનિકો (વાઈટ ગાર્ડ્સ)ને માર્યા હતા, એ બધાને કહેતો. તેઓ લશ્કરી જનરલો, કર્નલો, ગોળીઓ અથવા તલવારો, કશાંથી પણ ડરતા નહિ. લ્યોન્યાને ખબર હતી કે બુદેન્ની પાસે કેવો ઘોડો છે અને કેવી તલવાર છે. તે હંમેશાં કહેતો:

"મોટો થઈને હું પણ બુદેન્ની જેવો જ બનીશ!"

નાનકડા પપ્પાને લ્યોન્યા પાસે જવું બહુ ગમતું. તેને ત્યાં બહુ મજા આવતી. લ્યોન્યાને હંમેશાં કંઈનું કંઈ કામ રહેતું. કોઈ વાર દુકાને બ્રેડ લેવા જવાનું, કોઈ વાર ચૂલા માટે લાકડું કાપી લાવવાનું, જમીન પર પોતું મારવાનું અથવા વાસણ સાફ કરવાનાં પપ્પાએ જોયું કે કુટુંબમાં બધાને લ્યોન્યા માટે બહુ હેત હતું. લ્યોન્યાના પિતા તેની સાથે તે જુવાન છોકરો હોય એ રીતે વર્તતા. તે પૂછતા:

"લ્યોન્યા, રવિવારે કોને નિમંત્રણ આપીએ?"

"લ્યોન્યા, લાકડાની શી પરિસ્થિતિ છે? આ શિયાળો આખું ચાલશે ખરું?"

શું જવાબ આપતો એ લ્યોન્યા હંમેશાં જાણતો.

જો લ્યોન્યાને મળવા કોઈ આવતું તો તેને બેસાડીને સરસ ચા-પાણી ધરવામાં આવતા. પછી બધા રમતા. નાનકડા પપ્પાને હંમેશાં થોડી અફસોસ થતો કે પોતાને ત્યાં આવું આનંદી વાતાવરણ નથી.

તેમની લ્યોન્યા સાથે બહુ પાકી દોસ્તી થઈ ગઈ. ફક્ત એક વાત એમને સમજાતી નહિ કે લ્યોન્યા કેમ કદી લડાઈ નથી કરતો. નાનકડા પપ્પા ઘણી વખત તેને પૂછતા:

"તું લડતો કેમ નથી? બીક લાગે છે?"

લ્યોન્યા હંમેશાં એક જ જવાબ આપતો:

"પોતાનાં દોસ્તો સાથે શું લડવાનું?"

એક વાર બધા છોકરાઓ ભેગા થઈને ચર્ચા કરી રહ્યા હતા. સહુથી વધુ શક્તિશાળી કોણ? એકએ કહ્યું:

"હું મોટાં છોકરાંઓથી બિલ્કુલ ડરતો નથી. તમને બધાને તો હું ગલૂડિયાની માફક ફેંકી દઉં. મારા બાવડાં તો જુઓ... કેવાં મજબૂત છે?"

બીજો બોલ્યો:

"મને પોતાને નવાઈ લાગે છે કે મારામાં આટલી બધી તાકાત ક્યાંથી આવી. ખાસ કરીને મારો ડાબો હાથ... જાણે લોઢાનો જ ન હોય!"

ત્રીજો બોલ્યો:

"આમ ભલે મારામાં બહુ તાકાત ન હોય... પણ એક વાર મને ઉશ્કેરી તો જુઓ. હું એક વાર ઉશ્કેરાઈ જઉં પછી કોઈએ મારી સામે ફરકવું નહિ. પછી કંઈ થાય તો હું જવાબદાર નથી."

નાનકડા પપ્પા બોલ્યા:

"તમારી સાથે વાદ કરવાનો કંઈ અર્થ નથી. મને તો ખબર જ છે કે સહુથી શક્તિશાળી હું જ છું."

આમ બધાં પોતાની ડંફાસ હાંકતા રહ્યા. લ્યોન્યા નઝારોવ સાંભળીને ચૂપ રહ્યો. ત્યારે એક છોકરાએ કહ્યું:

"ચાલો કુશ્તી કરીએ. જે બધાંને પછાડી નાખે તે સહુથી શક્તિશાળી."

બધા છોકરાંઓ માની ગયા. હવે કુશ્તી શરૂ થઈ. બધા લ્યોન્યા સાથે લડવા માંગતા હતા. તે કદી લડતો નહિ એટલે બધાને લાગ્યું કે સહુથી કમજોર એ હશે.

લ્યોન્યાને જરાય લડવું નહોતું. પણ જ્યારે એક છોકરો જેનો હાથ લોઢાનો હતો, લ્યોન્યાને ખેંચવા લાગ્યો, ત્યારે લ્યોન્યાને બહુ ગુસ્સો આવ્યો અને પળભરમાં એણે આ છોકરાને બન્ને હાથેથી ઊંચકીને નીચે પછાડયો. પછી ત્રીજો. જેને ફક્ત ઉશ્કેરવાની જ જરૂર હતી, તેને લ્યોન્યાએ પકડયો. જોકે જમીન પર પડયો પડયો તે કહેતો રહ્યો કે પોતે એવો કંઈ ખાસ ઉશ્કેરાયો નથી. પણ લ્યોન્યાએ તો તેને સીધો જમીન પર સુવડાવી દીધો. છેવટે નાનકડા પપ્પાને પણ તેણે બન્ને હાથથી ઊંચકી નીચે સુવડાવી દીધા. દોસ્તીને કારણે તેણે એવો દેખાવ કર્યો જાણે કે પપ્પાને નીચે પછાડવા ઘણું મુશ્કેલ કામ હતું.

ત્યારે બધાએ કહ્યું:

"લ્યોન્યા, તું તો સહુથી શક્તિશાળી છે! આટલો વખત સાવ ચૂપ કેમ રહ્યો?"

લ્યોન્યા હસ્યો અને બોલ્યો:

"એમાં ડંફાસ હાંકવા જેવું શું છે?"

છોકરાઓ પાસે કંઈ જવાબ નહોતો. ત્યારથી તેમણે પોતાની શક્તિ વિશે ડંફાસ હાંકવી બંધ કરી દીધી. ત્યારથી નાનકડા પપ્પા સમજી ગયા કે પોતાનાં વખાણ હાંકે તે કંઈ શક્તિશાળી ન કહેવાય. ત્યારથી તેને પોતાના મિત્ર લ્યોન્યા માટે વધુ હેત ઉભરાઈ આવ્યું.

ઘણાં વરસો વીતી ગયાં. નાનકડા પપ્પા મોટા થઈ ગયા. તેઓ બીજા શહેરમાં રહેવા ચાલ્યા ગયા. તેમને ખબર નથી લ્યોન્યા હવે ક્યાં છે. પણ તેમને એટલી ખબર છે કે લ્યોન્યા એક સરસ માણસ તરીકે મોટો થયો હશે.



પપ્પા જ્યારે નાનકડા હતા ત્યારે તેઓ બહુ માંદા રહેતા. જે દિવસે સ્કૂલે દાખલ થવાનું હતું તે દિવસે પણ નાનકડા પપ્પા માંદા પડી ગયા. સાજા થઈને પહેલી જ વખત તેઓ સ્કૂલે ગયા ત્યારે તેમણે જોયું કે બીજાં છોકરાંઓએ ભણવાનું ક્યારનું શરૂ કરી દીધું હતું. તેઓ એકબીજાને ઓળખતા હતા અને ટીચર પણ તેમને ઓળખતી. ફક્ત નાનકડા પપ્પાને જ કોઈ ઓળખતું નહિ. બધા તેમની તરફ જોતા રહ્યા. આથી એમને બહુ જ અણગમો ઊપજ્યો. એટલું જ નહિ પણ અમુક છોકરાઓ તો તેમની સામે જીભ પણ બહાર કાઢી.

એક છોકરાએ જાણે જોઈને એમને આડો પગ ભરાવ્યો. નાનકડા પપ્પા પડી ગયા. પણ તેઓ રડયા નહિ. તેમણે ઊભા થઈને તે છોકરાને ધક્કો માર્યો. ત્યારે તે નીચે પડી ગયો. પછી ઊભા થઈને તેણે ફરીથી નાનકડા પપ્પાને ધક્કો માર્યો. નાનકડા પપ્પા ફરી પાછા નીચે પડી ગયા. આ વખતે પણ તેઓ રડયા નહિ. એમણે ફરીથી છોકરાને ધક્કો માર્યો. આવું કદાચ આખો દિવસ ચાલ્યું હોત, ત્યાં તો ઘંટ વાગ્યો. બધા ક્લાસમાં જઈને પોત-પોતાની જગ્યાએ બેસી ગયા. નાનકડા પપ્પાની પોતાની કોઈ જગ્યા નહોતી. તેમને એક છોકરીની બાજુમાં બેસાડવામાં આવ્યા. આખો વર્ગ હસવા લાગ્યો. એ છોકરી પણ હસવા લાગી.

ત્યારે નાનકડા પપ્પાને બહુ જ રડવાનું મન થતું હતું. પણ એટલામાં એમને પોતાને પણ બહુ હસવું આવી ગયું. પછી ટીચર પણ હસી પડી અને બોલી: "શાબાશ! મને તો ડર હતો કે તું રડી પડીશ."

"મને પોતાને પણ ડર હતો." પપ્પા બોલ્યા.

બધા ફરી પાછા હસી પડયા.

"યાદ રાખજો, બાળકો!" ટીચરે કહ્યું. "જ્યારે તમને બહુ રડવું આવતું હોય ત્યારે જરૂર હસવાની કોશિશ કરજો. મારી આ સલાહ જિંદગી આખી યાદ રાખજો. ચાલો, હવે ભણવાનું શરૂ કરીએ."

નાનકડા પપ્પાને તે દિવસે ખબર પડી કે આખા વર્ગમાં સહુથી સરસ પોતાને વાંચતા આવડે છે. તેમને એ પણ ખબર પડી કે સહુથી ખરાબ અક્ષર પણ એમનાં પોતાનાં છે. જ્યારે ખબર પડી કે વર્ગમાં સહુથી વધુ વાતચીત પણ પોતે કરે છે ટીચરે પણ આ બાબતમાં તેમની તરફ આંગળી ચીંધી.

ટીચર બહુ જ સારી હતી. એ બહુ જ કડક હતી અને આનંદમિજાજ પણ હતી. તેના વર્ગમાં બધાને બહુ રસ પડતો. તેની આપેલી સલાહ નાનકડા પપ્પાને જિંદગી આખી યાદ રહી ગઈ. સ્કૂલમાં એમનો આ પહેલામાં પહેલો દિવસ હતો. પછી તો સ્કૂલમાં કેટલાય દિવસો પસાર થયાં. નાનકડા પપ્પાનાં સ્કૂલના ઇતિહાસમાં આનંદી, દુ:ખી, કોઈ વાર સારા તો કોઈ વાર ખરાબ એવા કેટલાય દિવસો હતા.



**પ**પ્પા જ્યારે નાનકડા હતા ત્યારે બધાં બાળકોની જેમ તેઓ પણ સ્કૂલે જતા.

બધાં બાળકો વર્ગ શરૂ થાય એ પહેલાં આવી જતા. પણ નાનકડા પપ્પા હંમેશાં મોડા પડતા. કોઈ વાર તો તેઓ બીજા કલાકમાં પણ મોડા પડતા. આથી ટીચરને ઘણી નવાઈ થતી. તેણે કહ્યું કે આખી સ્કૂલમાં આવો બીજો

કોઈ છોકરો નહોતો. સ્કૂલના પ્રિન્સિપલે કહ્યું કે કદાચ બીજી સ્કૂલોમાં પણ તેમના જેવો છોકરો નહોતો.

"આ છોકરો રોજ મોડો પડે છે." પ્રિન્સિપલે કહ્યું, "તેનાં વડીલો પણ આ વિશે કંઈ કરી શકે એમ નથી. મેં બે વખત તેમની સાથે વાત કરી."

ખરેખર વડીલો આ બાબત કંઈ વાત કરી ન શક્યા. રોજ સાંજે એની એ જ વાત ફરી-ફરી બનતી.

"તેં લેસન કર્યું?" દાદીમા પૂછતા.

"એક મિનિટ." નાનકડા પપ્પા જવાબ આપતા.

"હવે વાંચવાનું મૂક અને લેસન પતાવ!" દાદાજી કહેતા.

"એક મિનિટ." નાનકડા પપ્પા જવાબ આપતા. "બસ. આ પાનું પૂરું કરી લઉં."

એ પાનું પૂરું કરી તેઓ બીજું શરૂ કરતા. આવી સરસ વાર્તાની ચોપડી મૂકી કંટાળાજનક પાઠ વાંચવાનું તેમનાંથી થઈ જ ન શકતું...

"મૂક જોઉં ચોપડી!.."

"એક મિનિટ..."

"ચોપડી મૂકી દે!"

"બસ હમણાં..."

છેવટે દાદીમા અને દાદાજીની ધીરજનો અંત આવતો. તેઓ પપ્પાના હાથેથી ચોપડી ઝૂંટવી લેતા.

"આળસુનો પીર... મોટો થઈને શું કરીશ?.." તેઓ કહેતા.

ત્યારે નાનકડા પપ્પાને બહુ ખોટું લાગતું. તેઓ બહુ જ રડતા અને પોતાની ચોપડી પાછી માંગતા. તેઓ કહેતા કે જ્યાં સુધી તેમને ચોપડી પાછી નહિ મળે ત્યાં સુધી તેઓ પાઠ નહિ વાંચે.

આવી રીતે આખી રાત પસાર થઈ જતી છેવટે જ્યારે નાનકડા પપ્પા પાઠ વાંચવા બેસતા, તેમને તરત ઊંઘ આવી જતી. તેમને ફરી ઉઠાડવામાં આવતા. ફરી પાછા તેઓ ઊંઘી જતા. ફરી પાછા તેમને ઉઠાડવામાં આવતા.

અર્ધનિદ્રામાં તેઓ માંડ-માંડ પાઠ વાંચતા. આમ અડધી રાત થઈ જતી. છેવટે થાકી કંટાળીને દાદા-દાદી પણ સૂઈ જતાં.

સવારની વાત વળી જુદી જ હતી...

"ચાલ ઊઠ!" દાદીમા કહેતા.

"એક મિનિટ..." નાનકડા પપ્પા ઊંઘમાં બબડતા.

"ઊઠ!" દાદાજી બૂમ પાડતા.

"હમણાં, એક મિનિટ..."

"ઊઠ..."

"ઊઠું છું..."

"મોડું થાય છે!"

"હમણાં..."

"મોડું થઈ ગયું!"

"બસ. એક મિનિટ..."

એ તો બધા જાણે છે કે રાત્રે મોડા સૂતા પછી સવારે વહેલું ઊઠવું કેટલું મુશ્કેલ છે. સહુથી મીઠી ઊંઘ તો વહેલી સવારે જ આવે. ખાસ કરીને જ્યારે વહેલું સ્કૂલે જવાનું હોય...

પછી નાનકડા પપ્પા માંડ ઊભા થઈ ઊંઘતા-ઊંઘતા ચા પીવે... ધીમે-ધીમે પોતાની ચોપડીઓ ગોતે ત્યાં તો કેટલોય સમય નીકળી જતો. પછી તેઓ રસ્તે આવતી દરેક ઘડિયાળ તરફ ભયભીત થઈને જોતા. દોડીને સ્કૂલે જતા.

જ્યારે હાંફતા-હાંફતા નાનકડા પપ્પા ક્લાસમાં દાખલ થતા ત્યારે બધા હસી-હસીને બેવડા થઈ જતા. ટીચરને પણ હસવું આવી જતું.

"આ જુઓ ઊંઘણશી છોકરો..." તે કહેતી. પપ્પાને આ જરાય ગમતું નહિ. ભીંત પર ટિંગાતા સ્કૂલના છાપાંમાં પોતાનાં ખાટલા પર ઘોર નિદ્રાધીન પપ્પાનું કોઈએ ચિત્ર દોર્યું. તેમની બાજુમાં એમનાં વડીલો ઊભા-ઊભા બાલ્ટીથી પપ્પા ઉપર ઠંડું પાણી રેડી રહ્યા હતા. પપ્પાનાં એક કાન પાસે એક મોટું ઘડિયાળ જોરથી અલાર્મ વગાડી રહ્યું હતું. બીજાં કાનમાં એક છોકરો

જોર-જોરથી પીપોડી વગાડી રહ્યો હતો. આ ચિત્રની નીચે લખેલું હતું: 'હાલરડું', નાનકડા પપ્પાને આ બધું જોઈને ઘણો ગુસ્સો આવતો. છતાંય તેઓ મોડા તો પડતા જ.

છેલ્લી ઘડીએ માંડ-માંડ પાઠ પાકા કરવાથી નાનકડા પપ્પા કદી સામા જવાબ લખી શકતા નહિ. મોડા આવવાથી પહેલાં જે ભણાવાયું હોય એ એમને સમજાતું નહિ. નવા પાઠમાં એમને કંઈ સમજ ન પડતી.

તે સિવાય તેઓ હંમેશાં ઉતાવળમાં હોય... મોડાં પડે... દોડાદોડી કરે... બહુ ઉશ્કેરાઈ જાય. એથી તેમના સ્વભાવ પર ઘણી અસર પડતી. છતાંય... તેઓ મોડા તો પડતા જ રહ્યા.

મને એમ કહેવાનું બહુ જ મન થાય છે કે એક દિવસ વિદ્યાર્થિયો અને ટીચરની હાંસીથી કંટાળીને નાનકડા પપ્પા સહુથી પહેલા સ્કૂલમાં હાજર થયા. અને તે પછી કદી મોડા ન પડયા.

પણ આટલું જૂઠું હું કેવી રીતે બોલું?

નાનકડા પપ્પા જિંદગી આખી બધે મોડા પડતા. તેઓ સ્કૂલે મોડા પડતા... કોલેજમાં મોડા પડતા... કામે જતા મોડા પડતા... બધાં તેમની ઉપર બહુ હસતા. તેમને દંડ પણ મળતો, વઢ પણ ખાવી પડતી અને શરમ પણ આવતી. આ કુટેવને લીધે તેમણે જિંદગીમાં ઘણું બધું ગુમાવ્યું. તેઓ નાટકની શરૂઆત કદી જોઈ ન શકતા. તેઓ પાર્ટીઓમાં એટલા મોડા પડતા કે લોકો તેમની રાહ જોઈને કંટાળી જતા. અમુક વખત તો લોકોએ એમને વિનંતિ પણ કરી કે મહેરબાની કરીને તમે નહિ આવતા. જરૂરી કામ વખતે પણ તેઓ અમુક મોડા પડી બધા પર પાણી ફેરવી નાંખતા.

કેટલીય વખત તેમણે નવા વરસના ઉત્સવ સાવ ખાલીખમ રસ્તા પર ઊજવ્યું હશે. કેમ કે દોસ્તોને ત્યાં જતા પણ તેમને મોડું થઈ જતું. આ રીતે કેટલાય લોકોને તેમણે હેરાન કર્યા હશે. તેમના દોસ્તો તો એમનાં મોડાં પડવા વિશે જાતજાતની વાર્તાઓ કરીને ધરાતા નથી: હજુ સુધી નાનકડા પપ્પા આરામથી રસ્તા પર ચાલી નથી શક્યા. તેઓ હંમેશાં ઉતાવળમાં હોય. તેમને

મોડા પડવાની ટેવ પડી ગઈ છે. તેમને રાત્રે સપનાં પણ આવે છે કે તેઓ ફરી પાછા ક્યાંક મોડા પડયા. તેઓ એકદમ ઝબકીને ઊંઘમાં ચીસો નાખે છે. કોઈ વાર તેમને સપનું આવે છે કે પોતે ફરી પાછા સાવ નાનકડા બની ગયા, ફરીથી દોડીને સ્કૂલે જાય છે અને બહુ આનંદથી ઘડિયાળ તરફ જુએ છે—હજુ તો ઘણો વખત છે! તેમને સપનું આવ્યું કે તેઓ મોડા નથી પડયા. બધા તેમને અભિનંદન આપે છે. પ્રિનસીપલ તેમને ફૂલ ભેંટ આપે છે. સ્કૂલના મુખ્ય દ્વાર આગળ તેમનો ફોટો મૂકવામાં આવે છે. તેમના માનમાં બૅંડ વાગે છે—અને ત્યારે જ તેમની આંખ ખુલી જાય છે. એમને લાગે છે કે હવે જો તેઓ ફરી નાનકડા હોત તો કદી પણ સ્કૂલે મોડા ન પડત. પણ આ ફક્ત એમનો ભ્રમ છે...

**જ્યા**રે પપ્પા નાનકડા હતા ત્યારે ઘણા વખત સુધી તેમને સિનેમા જોવા ન લઈ જતા. તેમને બધા કહેતા: "હજુ તો નાનો છે... હજી વાર છે... એમાં કંઈ જોવા જેવું નથી." દાદાજી અને દાદીમા હંમેશાં આવું કહેતા. કાકી તેમાં ઉમેરતાં: "મારા પ્રમાણે તો સિનેમા એક પ્રકારનો ચેપી રોગ છે. ઓળી, રાતો તાવ, મોટી ઉધરસ... ડિપ્થિરિયાનું તો નામ જ નહિ લઈએ..."

એ પછી તો કાકી કેટલાય વખત સુધી ડિપ્થિરિયા વિશે બોલ્યા કરતા. નાનકડા પપ્પાએ કેટલીય આજીજી કરી કે તેમને સિનેમામાં લઈ જાય... પણ બધું વ્યર્થ... તેમણે ઘણુંય કહ્યું કે તેમનાં બધા દોસ્તો સિનેમા જોવા જાય છે. અને એમને કોઈને પણ ઓળી, અછબડા અથવા મોટી ઉધરસ નથી થતી... ડિપ્થિરિયાની તો વાત જ રહેવા દઈએ. પણ પપ્પાને તો એક જ જવાબ મળતો :

"એક વાર સ્કૂલે જઈશ એટલે પછી બધું સરખું જ... પછી કંઈ ધ્યાન નહિ રખાય... પછી જોવા હોય તેટલા સિનેમા જોજે ને..."

પછી તો બધા મિત્રો પાત્ર ભજવતા અને પપ્પા તમાશો જોતા. છોકરાઓ તેમને બતાવતા કે દગ્લાસ ફૅરબેન્ક્સ પોતાની પ્રસિદ્ધ ફિલ્મ 'શૂન્યની નિશાની'માં કેવો કૂદકા મારતો, તલવાર ચલાવી પોતાના બધા શત્રુઓ ઉપર વિજય મેળવે છે. છોકરાઓ ચાર્લી ચૅપલિન અને વ્યંગ્ય પાત્રો ભજવનાર ઈગોર ઇલ્યીન્સ્કી, લાંબો અને પાતળો પૅટ અને ગોળ-મટોળ પૅટશોનની નકલ કરતા. સરસ પાત્રો ભજવવાની તેઓ પૂરતી કોશિશ કરતા. તેઓ જાણીતા કાઉબોય વિલિયમ હાર્ટની નકલ કરતા અને એની જેમ એક બીજાની પીઠ પર કૂદકા મારતા.

પછી પપ્પાએ સાંભળ્યું કે મૅરી પીકફોર્ડના સ્મિત વિશે બધા છોકરાંઓ કહેતા કેવું અદ્ભુત એનું સ્મિત છે. "આ વળી કંઈ જાતનું સ્મિત છે?" નાનકડા પપ્પા પોતાનાં મિત્રોને પૂછતા. એક છોકરાએ મૅરી કેવું સ્મિત આપતી, એ પપ્પાને બતાવવાની ઘણી કોશિશ કરી. બધાં છોકરાંઓ તો એમ કહેવા લાગ્યા કે તે મૅરી કરતાંય વધુ સરસ સ્મિત આપે છે. મૅરી તો કેટલાંય વરસો થયા આવું સ્મિત આપે છે અને તે માટે તેને પૈસા પણ મળે છે. જ્યારે કે તેના માટે તો આ બીજો જ દિવસ હતો અને પોતાનાં મિત્ર માટે તે મફત જ આ કામ કરી રહ્યો હતો.

પપ્પા સમજતા હતા કે બધાં છોકરાંઓ તેમની મદદ કરી રહ્યા હતા. પણ આ બધું જોઈ સાંભળીને તેમને સિનેમા જોવાનું હજુ વધુ મન થવા લાગ્યું.

છેવટે એ આનંદનો દિવસ આવ્યો. નાનકડા પપ્પા સ્કૂલે જવા લાગ્યા.

પહેલે જ રવિવારે આખો ક્લાસ ટીચર સાથે એક બાળકોની ફિલ્મ જોવા ગયો. નાનકડા પપ્પાએ ચોપડીમાં આ ફિલ્મની વાર્તા વાંચી હતી. તેમને આ નાનકડા ફોજીઓ, લૂંટારાનો વડો નેસ્ટર માખ્નો, અને તેમના બધા સાહસિક પરાક્રમો જોવાનું બહુ જ મન હતું.

આ સિનેમા ઘર નાનકડા પપ્પાના ઘરથી સાવ નજીક હતું. નાનકડા કાકા વીત્યાને પણ ખબર હતી એ ક્યાં હતું. એટલે જ તેઓ પપ્પાની પહેલાં ત્યાં પહોંચી ગયા અને આખી ક્લાસ સાથે દોસ્તી કરી લીધી. ટીચરને તો વીત્યા કાકા ઘણા ગમ્યા. પોતાનાં નાનકડા ભાઈને ત્યાં જોઈને નાનકડા પપ્પા કંઈ બોલ્યા નહિ. તેને ફક્ત કાન પકડીને ચુપચાપ ઘરે લઈ જવા લાગ્યા. નાનકડા વીત્યા કાકા એટલું જોરથી રડવા લાગ્યા કે એમના મોઢામાંથી તરત ગલ ચોકલેટો બહાર પડી ગઈ. પપ્પાની ક્લાસની બધી છોકરીઓ એમની મહેમાનગતિ કરી રહી હતી. નાનકડા વીત્યા કાકા બહુ જ વિનયી હતા. જો એમને કોઈ ચોકલેટ આપતું તો તેઓ કદી ના ન પાડતા. વીત્યા કાકા એટલી જોરથી રડવા લાગ્યા કે આખા ક્લાસે એમનો પક્ષ લીધો. ટીચરે પણ કહ્યું: "ભલે ને આપણી સાથે આવતો હોય, કંઈ પણ થાય તો જવાબદારી મારી."

આ સાંભળીને નાનકડા પપ્પાએ પોતાના ભાઈને છોડી દીધો. પછી બધા સિનેમા ઘરમાં અંદર ગયા. ત્યાં જ ઘંટ વાગ્યો. છોકરાંઓ ચારે તરફથી અંદર ધસી પડયા. સહુથી આગળ, સસલાની જેમ, બહુ જ ખુશ થતા વીત્યા કાકા ભાગ્યા. અને સ્વાભાવિક જ છે કે ભટકાઈને તેઓ પડી ગયા. તેમની પાછળ નાનકડા પપ્પા દોડયા. તેઓ પોતાના નાનકડા ભાઈ સાથે ભટકાઈને તેની ઉપર પડી ગયા. અને પછી આખો ક્લાસ, જે એમની પાછળ એક સામટો દોડી રહ્યો હતો, એકદમ એમની ઉપર તૂટી પડયો. આમ જેઓ નીચે પડી ગયા, તેમની ઉપર ઘણું જ વજન આવી પડયું. કૂતરું પાછળ દોડતું હોય ત્યારે સસલું જેવી ચીસ પાડે. એવી જ ચીસ નાનકડા વીત્યા કાકાએ પાડી. પછી નાનકડા પપ્પાએ પણ ચીસ પાડી. એટલામાં તો પપ્પાની ટીચર અને બીજા બે શિક્ષકો પણ દોડી આવ્યા. તેમણે આખાં ટોળાંને આગળ જતું અટકાવ્યું અને નાનકડા પપ્પા અને વીત્યા કાકાને ઉપર ઉપાડયા. તેઓ બન્ને એવા ઈજા

પામેલા દેખાતા હતા કે તેમને તરત જ ઘરે મોકલી દેવામાં આવ્યા. તેમની આવી હાલત જોઈને બહુ જ ખુશીથી માસીએ કહ્યું: "જુઓ! હું તો કહેતી જ હતી!"

આ બનાવ પછી હજુ ઘણાં વખત સુધી નાનકડા પપ્પાને સિનેમા જોવા ન મળ્યો. આખર તેમને રજા મળી અને તેમણે પોતાની મનગમતી ફિલ્મ જોઈ. પછી તો તેમણે કેટલીય ફિલ્મો જોઈ. હજુ સુધી તેમને સિનેમાનો ઘણો શોખ છે. વીત્યા કાકાને પણ...

## પપ્પા કેવા છોકરીઓથી રિસાઈ જતા



જ્યારે પપ્પા નાનકડા હતા અને સ્કૂલે જવા લાગ્યા, ત્યારે હંમેશાં આ બનાવ બનતો. રિસેસ પત્યાં પછી ઘંટ વાગતો. વરંડેથી બધાં ક્લાસમાં પાછા ફરતા અને પોતપોતાની જગ્યાએ પાછા બેસી જતાં. એકલા પપ્પા ક્લાસને દરવાજે ઊભા રહી જોર જોરથી રડતા. એ રડે અને ક્લાસમાં બધા બહુ હસે. જ્યારે ટીચર ક્લાસમાં આવતી અને આ દૃષ્ય જોતી એટલે તે તરત જ બધું સમજી જતી.

“કેમ, શું થયું? ફરી પાછો તને છોકરીઓએ ખિજાવ્યો?” તે સ્મિત સાથે પૂછતી.

અને નાનકડા પપ્પા, આંસુ સારતાં, ડોકું ધુણાવતા. છોકરીઓ શા માટે પપ્પાને ખિજાવતી? કેવી રીતે તેઓ ખિજાવતી? આ તો સાવ સહેલું હતું. જ્યારે રિસેસમાં બધાં ક્લાસ બહાર જતાં ત્યારે છોકરીઓ નાનકડા પપ્પાની જગ્યાએ બેસી જતી. કોઈ વાર ત્રણ તો કોઈ વાર ચાર-ચાર છોકરીઓ નાનકડા પપ્પાની જગ્યાએ બેસી જતી અને તેમની તરફ જોઈને હસતી. ત્યારે તેઓ બહુ જ શાંત અને શરમાળ હતા. સ્કૂલે જતાં પહેલાં ફક્ત એક જ છોકરી સાથે તેમની ઓળખાણ હતી, અને તે હતી – માશા. આમ તો તેઓ હંમેશાં છોકરીઓથી આઘાં રહેવાની જ કોશિશ કરતા. છોકરીઓ આ વાત જાણી ગઈ અને તેમનાં ચાળાં પાડવાં લાગી. પછી આ પ્રમાણે બધું થતું.

જ્યારે તમારે એક છોકરીની નજીક બેસવાનું હોય, એ વાત તો જરા સહન થઈ શકે. પણ જ્યારે ચાર-ચાર છોકરીઓ તમારી જગ્યાએ બેસીને હસી-હસીને બેવડી થઈ જતી હોય, એ તો સાવ જુદી જ વાત કહેવાય. અને જ્યારે તેમની સહિત આખો ક્લાસ હસતો હોય એ તો તદ્દન જ અસહ્ય કહેવાય. નાનકડા પપ્પા ક્લાસની બહાર દોડી જતા અને દરવાજા પાછળ ઊભા-ઊભા ધ્રુસકે-ધ્રુસકે રડતા. અને ક્લાસમાં આ બધું જોવાની બધાને બહુ જ મજા પડતી. બીજા છોકરાઓ નાનકડા પપ્પાને કહેતા:

“તું શું આમ જોયા કરે છે? ભગાવ તેમને પોતાની જગ્યાએથી જો ધક્કો માર આને, જેથી બીજી વાર યાદ રાખે?” પછી એ છોકરી જે સહુથી વધુ જોરથી હસતી અને પપ્પાને સહુથી વધુ પજવતી, તેને તેમણે ધક્કો માર્યો. આ બહુ જ નીડર અને સરસ છોકરી હતી. તેનું નામ તામારા અથવા ગાલ્યા હતું, અથવા કદાચ વેરા, લ્યૂસ્યા કે પછી વાલ્યા હોવું જોઈએ. અને તે કદાચ બહુ જ સારી રીતે સમજતી કે નાનકડા પપ્પાને બધી છોકરીઓ કરતાં પણ વધું ક્લાસમાં શું ગમે છે. છોકરીઓ આવી વાતો હંમેશાં તરત સમજી જાય છે. કદાચ એટલે જ તે આટલી જોરથી હસતી. તે હસતી અને નાનકડા પપ્પા રડતા. છેવટે આ બધાંથી ટીચર કંટાળી ગઈ. એક દિવસ રડતા નાનકડા પપ્પા સાથે ક્લાસમાં આવતા તેણે આમ કહ્યું:

"આ ક્લાસમાં સોળ છોકરીઓ અને અઢાર છોકરાઓ છે. સોળ છોકરીઓ મળીને એક જ છોકરાને ખીજાવે છે. સવાલ તો એ છે કે તેઓ બીજાં સત્તર છોકરાઓને કેમ નથી ખિજાવતી? આનો જવાબ કોણ આપશે?"

આખો ક્લાસ હસવા લાગ્યો. ત્યારે ટીચરે ફરીથી કહ્યું:

"બધા આ એક જ છોકરાને કેમ ખીજવે છે? હું અત્યંત ગંભીરતાથી આ સવાલ પૂછું છું. મને તેનો જવાબ આપો."

ત્યારે બધાં ચૂપ થઈ ગયાં. ફક્ત છોકરીઓ ધીમેથી હસવા લાગી. એક છોકરાએ હાથ ઊંચો કરીને કહ્યું:

"કારણ કે તે રડે છે..."

"તદ્દન સાચી વાત છે!" ટીચરે કહ્યું, "આપણે તો ઘણાં વખત પહેલાં નક્કી કરેલું કે રડવા કરતાં તો હસવું સારું. તને આ વાત સમજાય છે?" તેણે નાનકડા પપ્પાને પૂછ્યું.

અને રડતા-રડતા પપ્પા બોલ્યા:

"હા, સમજાય છે."

"જો, યાદ રાખજે." ટીચર બોલી. "નહિંતર છોકરીઓ આખી જિંદગી તને ખોટું લગાડતી રહેશે..."

આવું તો પપ્પા તદ્દન ઈચ્છતા નહોતા. બીજા વખત જ્યારે એમને જગ્યાએ બેસીને છોકરીઓ હસવા લાગી ત્યારે પછી તેઓ રડયા નહિ. તેઓ ફક્ત તે છોકરીની જગ્યાએ બેસી ગયા, જે તેમને ગમતી હતી. પછી બધાં તેની ઉપર હસવા લાગ્યા. તે રડી તો નહિ પણ તેણે હસવાનું બંધ કરી દીધું. ત્યારથી છોકરીઓએ નાનકડા પપ્પાને ખીજવવું બંધ કરી દીધું. પછી તો તેમણે તેમની સાથે દોસ્તી પણ કરી લીધી. પછી આખી જિંદગી ફક્ત છોકરાઓ જ તેમને ખોટું લગાડતાં રહેતા. પણ છોકરાઓ તો બધાંને જ હેરાન કરતા હોય છે. છોકરાં કોને કહેવાય?

## પપ્પા કેવા વાઘનો શિકાર કરવા ગયા



જ્યારે પપ્પા નાનકડા હતા અને સ્કૂલમાં ભણતા ત્યારે એક વાર તેઓ વાઘનો શિકાર કરવા ગયા. વાઘ પણ નાનકડો જ હતો. જોકે તે સ્કૂલે ન જતો પણ સ્કૂલના ચોકમાં રહેતો. બધી વાત આમ હતી.

એક વસંત ઋતુનાં દિવસે, સ્કૂલ પત્યાં પછી, નાનકડા પપ્પા અને તેમના દોસ્તો તડકામાં સ્કૂલનાં ચોક પર બેઠા હતા. તડકામાં બેસવાની મજા આવતી હતી. તેઓ એક સામટા જાત-જાતના વિષય પર વાતો કરી રહ્યા હતા.

ફુટબોલ વિશે, આવતીકાલની પરિક્ષા, ગઈકાલનો ઝગડો, ફિલ્મ 'બગદાદનો ચોર', કોને કયો આઇસક્રીમ ગમે છે, કેંપિંગ કરવા કોણ જશે અને આખો ઉનાળો મા-બાપ સાથે ગામડે કોણ જશે, આ બધી બાબતો વિશે તેઓ વાતો કરતા હતા. નાનકડા પપ્પા કોઈક ચોપડી વાંચતા હતા. અત્યારે મને યાદ નથી કે આ કઈ ચોપડી હતી, પણ કોઈ સાહસિક વાર્તાઓની ચોપડી હતી. બધાં શાંત થઈ ગયાં ત્યારે નાનકડા પપ્પા અચાનક બોલી પડયા:

"આપણે વાઘનો શિકાર કરવા જઈએ તો કેવી મજા પડે!"

બધાં હસી પડયાં. મીશાએ બૂમ પાડીને કહ્યું:

"મને પોતાની સાથે લઈ જા!"

પછી બધાં છોકરાઓ કહેવા લાગ્યાં:

"મને પણ લઈ જા... હું પણ આવીશ!"

એક છોકરો બોલ્યો:

"ચાલો આપણે બધાં સાથે જઈશું—આખો ક્લાસ!"

બધાંને આ વિચાર બહુ ગમ્યો.

"પણ એમનો શિકાર કેવી રીતે કરવો?" મીશા ગોર્બૂનોવે પૂછયું. "સાવ સહેલું છે." નાનકડા પપ્પાએ જવાબ આપ્યો. "હાથી ઉપર બેસીને જંગલમાં જવાનું બહુ જ ઘન જંગલ છે. ત્યાં વાંદરાં, કેળાં, પોપટ... બધું હોય."

"વાંદરા, કેળાં, પોપટ..." મીશાએ ચાળાં પાડયાં. "તું વાઘની વાત કર ને..."

"હું વાઘ વિશે જ તો કહું છું. આવા જંગલોમાં વાઘ છુપાઈને રહે છે. પછી તે બહાર નીકળી કૂદીને હાથી પર હુમલો કરે છે. ત્યારે તેને ગોળી મારવાની પછી તો હાથી તેને પોતાની સૂંઢથી ઊપાડી, જમીન પર ફેંકી, કચડી નાંખે. જુઓ... અહીં બધાં ચિત્રો આપેલાં છે."

બધાં છોકરાઓ લાંબો વખત આ ચિત્ર જોવાં રહ્યાં. પછી મીશાએ કહ્યું:

"તો હવે આમ કરીએ. તું, તું, તું, તું અને તું... હાથી બનશો. હું, તે, તે અને તે શિકારીઓ. આપણો ચોક એ જંગલ, બંદૂકને બદલે દરેક

શિકારી લાકડી લેશે. લઈ લીધી! ચાલો હવે હાથી પર બેસી નીકળી પડીએ. આ આવ્યો વાઘ — જુઓ, કેવો ચટાં-પટાંવાળો છે!"

"પણ આ તો બિલાડીનું બચ્ચું છે." નાનકડા પપ્પા બોલ્યા. "ચુપ! તું તો કંઈ સમજતો નથી! હું જે કહું છું તે સાંભળ! ચાલો હાથીઓ. આગળ વધીએ!"

નાનકડા પપ્પા શિકારી બન્યા. પોતાનાં હાથી પર બેઠાં-બેઠાં તેમણે જોયું કે આ ચટાં-પટાંવાળું બિલાડીનું બચ્ચું ચકિત થઈને હાથીઓ અને શિકારીઓ તરફ જોઈ રહ્યું હતું. તે એવું હેબતાઈ ગયું કે દોડવાની પણ કોશિશ ન કરી. ત્યાં મીશાએ હુકમ છોડયો:

"બંદૂક ચલાવો!"

બિલાડીનાં બચ્ચાં પર લાકડાં અને પથરાં વરસી પડયાં. નાનકડા પપ્પાએ પણ જોશમાં આવીને પોતાની લાકડી ફેંકી પણ તે બરોબર નિશાને પડી નહિ. બિલાડીનું બચ્ચું બીકનું માર્યું દોડવાં લાગ્યું. ત્યાં તો ક્યાંકથી પથરો આવીને તેનાં માથાં પર પડયો. બચ્ચું મ્યાંઉ કરતું પડી ગયું. બે વાર આળોટીને પછી તે શાંત થઈ ગયું.

"વાઘ મરી ગયો!" મીશાએ બૂમ પડી.

ત્યાં તો કોઈક છોકરાએ ચીસ નાંખી.

"બિલાડીનું બચ્ચું તો મરી ગયું!.."

બધાં બિલાડીનાં બચ્ચાંને જોવા દોડી આવ્યાં.

આ નાનકડું, ચટાં-પટાંવાળું પ્રાણી સાવ શાંત પડેલું હતું. તે જરાય હલ્યું નહિ. ત્યાં જ નાનકડા પપ્પાને સમજ પડી કે આ જીવતું-જાગતું બિલાડીનું બચ્ચું હવે મરેલું પડયું છે. હવે તે કદી પણ દોડી, કૂદી નહિ શકે, બીજાં બચ્ચાં સાથે રમી નહિ શકે, હવે તે કદી પણ મોટો નહિ થાય... ઊંદરો નહિ પકડી શકે અને છાપરાં પર ચડીને મ્યાંઉ-મ્યાંઉ નહિ કરે. હવે તો બધું સમાપ્ત થઈ ગયું. તેને કદાચ આ શિકારની રમત રમવાનું જરાય મન નહોતું. પણ તેને ક્યાં કોઈએ પૂછયું પણ હતું. છોકરાઓ ચુપચાપ બિલાડીનાં બચ્ચાં પાસે ઊભાં રહ્યાં. મીશા પણ ચુપ હતો. ત્યાં તો કોઈક જોરથી ચીસ પાડીને રડી પડયું.

"અરે મારું બચ્ચું... મારું નાનકડું બિલાડું!.." એક મોટી નીળાં રંગની રિબિન માથે બાંધેલી આ છોકરી હતી. તેણે આ નાનકડાં બચ્ચાંને ઉઠાવ્યો અને ઘેર લઈ ગઈ. છોકરાંઓ નીચું માથું કરતાં પોતપોતાને ઘરે ચાલ્યાં ગયાં. તે વખતથી પપ્પાએ કદી પણ કોઈ બિલાડી, કૂતરાં અથવા બીજા પ્રાણીઓ પર હાથ ન ઉપાડયો. હજી પણ તેમને તે બિલાડીનાં બચ્ચાને યાદ કરીને ઘણું દુખ થાય છે.



જ્યારે પપ્પા નાનકડા હતા ત્યારે તેમને ચિત્રો દોરવા બહુ ગમતા. જ્યારે પણ તેમને કોઈ રંગીન પેન્સિલો આપે, ત્યારે આખો દિવસ તેઓ ચિત્રો દોરતાં રહેતા. તેઓ નાનકડાં ઘરો ચીતરતાં દરેક ઘરની ઉપર એક ચિમની હોય અને તે ચિમનીમાંથી ધુમાડો નીકળતો હોય. દરેક ઘરની બાજુમાં એક ઝાડ હોય અને તે ઝાડ પર એક પંખી બેઠેલું હોય. આ ઘરો લાલ રંગનાં હતાં. તેમનાં છાપરાં પીળાં રંગનાં હતાં. બધી ચિમનીઓ કાળા રંગની હતી.

ચિમનીમાંથી ગુલાબી અને વાદળી રંગનો ધુમાડો નીકળતો હતો. ઝાડ નીળાં રંગનાં અને પંખીઓ લીલાં રંગના હતા. જાંબુડી રંગના આકાશમાં સોનેરી સૂરજ ચમકી રહ્યો હતો. તેમની નજીક રૂપેરી, સોનેરી અને રૂપેરી તારલાંઓથી ઘેરાયેલો ચાંદો ફરી રહ્યો હતો. બહુ જ રમણીય ચિત્ર હતું. તેને જોઈને દરેક માણસ એક જ સવાલ કરતો:

"તેં નીળાં રંગનાં વૃક્ષો અને લીલાં પંખીઓ ક્યાં જોયા?" અને નાનકડા પપ્પા હંમેશાં એકનો એક જ જવાબ આપતા:

"આ ચિત્રમાં જ જોયા."

પપ્પાએ જ્યાર સુધી સ્કૂલે જવાનું શરૂ નહોતું કર્યું, ત્યાર સુધી તેઓ એમ માનતા કે પોતે બહુ જ સરસ ચીતરે છે. પણ સ્કૂલમાં ચિત્રકળાનાં વર્ગ વખતે બધાં તેમની ઉપર હસતાં. તેઓ એટલું ખરાબ ચીતરતા કે ચિત્રકળાનાં શિક્ષકે તેમને કંઈ કહેવું જ મૂકી દીધું. બીજાં બાળકોને તે કહેતા: "સરસ છે" અથવા "ખરાબ છે", અથવા "અહીં થોડું સુધાર."

નાનકડા પપ્પાને તેણે કદી પણ "ખરાબ છે", એમ પણ કહ્યું નહિ. નાનકડા પપ્પાનાં ચિત્રો જોઈને તેઓ ફક્ત ચુપચાપ માથે હાથ રાખી ઊભા રહેતા. તેમનાં ચહેરા પરનાં હાવ-ભાવ જોઈ એવું લાગતું જાણે કે તેઓ એક મોટું ખાટું લીંબું ખાંડ વિના ચૂસીને રહ્યાં હોય. તમે પોતે એક વાર આવું લીંબું ખાઈ તો જુઓ અને પછી અરીસામાં પોતાનું મોઢું જુઓ. આ શિક્ષકનાં ચહેરા પર બસ આવા જ હાવ-ભાવ દેખાતાં.

અમુક છોકરીઓની પપ્પાની દયા આવતી. જ્યારે શિક્ષક પીઠ ફેરવે ત્યારે તેઓ તરત પપ્પાની નોટબુકમાં કંઈક દોરતી. છોકરીઓ બની શકે તેટલું ખરાબ ચીતરવાની કોશિશ કરતી. પણ પપ્પા જેટલું ખરાબ ચીતરતાં તો કોઈને નહોતું આવડતું. શિક્ષકને તરત ખબર પડી જતી કે કોઈ બીજાંનું ચિત્ર છે. ત્યારે તે નાનકડા પપ્પાને કહેતા:

"આ કોણે ચીતર્યું?"

નાનકડા પપ્પા સામો જવાબ આપતાં:

"મેં નથી દોર્યું..."

"એ તો દેખાઈ આવે છે." શિક્ષક કહેતા. "પણ મારે જાણવું છે કે

કોણે તને મદદ કરી. આવી રીતે તો તું કદી પણ ચીતરતાં નહિ શીખ. બધું જાતે જ કરવું જોઈએ."

"હવે હું જાતે જ ચીતરીશ." નાનકડા પપ્પા કહેતા. પછી તેઓ ચીતરતા. શિક્ષક ફરી પાછા માથું પકડીને કહેતા:

"આ તારું ચિત્ર છે એ દેખાઈ આવે છે." જ્યારે વડીલો સાથેનો મેળાપ ગોઠવાયો હતો ત્યારે શિક્ષકે આવા શબ્દો ઉચ્ચાર્યાં.

"માનનીય વડીલો! આ વર્ગમાં મારાં વિષયમાં પાંચ છોકરાંની પ્રગતિ અત્યંત સરસ છે."

પછી તેમણે તે છોકરાંનાં નામો કહ્યાં.

"મોટાં ભાગનાં છોકરાંઓ સંતોષકારક રીતે શીખી રહ્યા છે. જો કે અમુક લોકો થોડા પાછળ છે."

અને તેમણે ત્રણ જણનાં નામ લીધાં. પછી શિક્ષકે કહ્યું:

"હજી એક છોકરો છે..." પછી માથું પકડી, મોઢું બગાડી તેણે નાનકડા પપ્પાનું નામ કહ્યું. "આ છોકરો ફક્ત પછાત જ નથી. પણ મારે હિસાબે તેને કશીક માંદગી લાગે છે જેથી તે ચીતરી શકતો નથી." તેમણે ફરી પાછું માથું પકડી લીધું.

દાદીમા અને દાદાજીને પોતાના દીકરા વિષે આવું સાંભળીને ઘણું ખોટું લાગ્યું. પણ આ નક્કર સત્ય હતું. સ્કૂલ પૂરી કરી પપ્પા આગળ કોલેજમાં ગયા. કોલેજ પૂરી કર્યા પછી વિશ્વવિદ્યાલયનો અભ્યાસ પણ તેમણે પૂરો કર્યો. આટલા લાંબા સમય દરમિયાન તેમને માંડ એક બિલાડી દોરતા આવડી. બિલાડી દોરતા તો ગંમે તે છોકરાને આવડે. બાળમંદિરમાં ભણતાં છોકરાંઓ પણ બિલાડીઓ દોરે. પપ્પાને એમની ઘણી ઈર્ષ્યા આવે છે. પોતાની બિલાડીઓ કરતાં એમની બિલાડીઓ ઘણી સરસ લાગે છે. જોકે એક વાર પપ્પાએ એક એવા ચિત્રકારને જોયો એમનાં જેટલું જ ખરાબ ચીતરતો. પણ તે આવું કહેતો: "મને આ માથું આવું દેખાય છે. આ ઝાડ, આ ઘોડે... આવા જ છે."

અફસોસની વાત તો એ છે કે નાનકડા પપ્પાને પોતાના શિક્ષકને આ શબ્દો કહેવાનું કદી સૂઝયું નહિ. ત્યારે તેણે કેવું માથું પકડયું હોત!

## પપ્પાએ ટીચરને કેવો દગો દીધો





**પ**પ્પા જ્યારે નાનકડા હતા અને સ્કૂલમાં ભણતાં, ત્યારે તેમને પોતાની ટીચર બહુ ગમતી. બધાં છોકરાંઓને તેનાં માટે બહુ પ્રેમ હતો. તે લાંબી હતી, દેખાવે જરાય સુંદર નહોતી અને હંમેશાં એકદમ ઘેરા રંગનાં કપડાં પહેરતી. આ તો ફક્ત મોટેરાંઓ જ કહેતા કે તે દેખાવડી નહોતી. નાનકડા પપ્પાને તો તે બહુ જ સુંદર જણાતી. તેનું નામ હતું: અફાનાસિયા નિકીફોરોવ્ના. તે આનંદમિજાજી અને ઘણી સખત હતી. પણ સહુથી મોટી વાત તો એ કે તે બહુ જ ન્યાયપ્રિય હતી. બધાં છોકરાંઓને ખબર હતી કે જો અફાનાસિયા

નિકીફોરોવ્ના તેમની ઉપર ગુસ્સો કરે તો નક્કી તેમનો જ વાંક હશે. તે વગર કારણે કદી પણ ગુસ્સે ન થતી. તેના માટે ખાસ માણીતાં કોઈ વિદ્યાર્થીઓ નહોતાં. તેને પોતાનાં બધાં વિદ્યાર્થીઓ માટે પ્રેમ હતો. જે પણ ઘરકામ કર્યા વિના આવે અથવા તોફાન કરે, તેની ઉપર તે ગુસ્સે કરતી. બધાં છોકરાંઓને ખબર હતી કે તે વીસ વર્ષ આ સ્કૂલમાં ભણાવી રહી છે. બધાંને ખબર હતી કે તેને બડાઈ હાંકનારા, લાલચું અથવા ટીકા-ટિપ્પણી કરનારાં છોકરાંઓ જરાય નથી ગમતાં.

અફાનાસિયા નિકીફોરોવ્નાની ક્લાસમાં હંમેશાં બહુ મજા આવતી અને રસ પડતો. એટલે જ બધાં શાંતિથી બેસીને સાંભળતાં. એક વાર નાનકડા પપ્પાને વાંસામાં કોઈએ એક પિન ભોંકી. બહુ જ વાગ્યું અને પપ્પાની ચીસ નીકળી ગઈ:

"ઓહ!"

ત્યારે ટીચરે પૂછ્યું:

"આ શું? તું કેમ અવાજ કરે છે?"

નાનકડા પપ્પા ચૂપ રહ્યા.

ત્યારે ટીચરે કહ્યું:

"ક્લાસની બહાર નીકળી જા."

નાનકડા પપ્પા ઊભા થઈને દરવાજા તરફ વધ્યા. ત્યાં જ બે છોકરીઓએ બૂમ પાડીને કહ્યું:

"ઝાઇચિકોવે તેને સોઈ ભોંકી!"

ત્યારે અફાનાસિયા નિકીફોરોવ્ના બોલી:

"જેણે સોઈ ભોંકી, જેણે બૂમ પાડી અને જેણે ચાળી ખાધી, તે બધાં ક્લાસની બહાર નીકળે! હું બરોબર કહું છું ને?"

બધાં એક અવાજે બોલ્યાં:

"બરોબર!"

નાનકડા પપ્પા, છોકરીઓ અને ઝાઇચિકોવ ક્લાસની બહાર નીકળ્યાં. નાનકડા પપ્પા બહાર નીકળતાં-નીકળતાં રડી રહ્યા હતા. તેમને બહુ શરમ આવતી હતી. એક તો સોઈ ભોંકાઈ, ઉપરથી ક્લાસ બહાર કઢાયા. ઝાઇચિકોવ

બહાર જતાં-જતાં પપ્પા અને છોકરીઓ ઉપર હસતો રહ્યો. પણ દેખાઈ આવતું હતું કે તેને હવે બહુ મજા આવતી નહોતી. છોકરીઓ રડી તો નહિ પણ એમને હસવું પણ નહોતું આવતું. એમને પણ ઘણું ખોટું લાગ્યું.

બીજે દિવસે નાનકડા પપ્પા એક મોટો ખીલ્લો લઈને સ્કૂલે આવ્યા. જ્યારે અફાનાસિયા નિકીફોરોવ્ના પાછળ ફરીને પાટિયા પર લખવા લાગી ત્યારે પપ્પાએ પોતાનો ખીલ્લો બહાર કાઢીને ઝાઈચિકોવને હાથમાં ભોંક્યો. ઝાઈચિકોવે એવી જોરથી ચીસ નાંખી કે નાનકડા પપ્પા સાવ ડરી ગયા. ટીચર પણ બહુ જ ગુસ્સે થઈ ગઈ.

"ફરી પાછો ઝાઈચિકોવ?.." તેણે પૂછ્યું.

"ના ... આ ... આ ... મને ... એ ... એ ..." પોતાનો હાથ પકડીને તે કણસતો રહ્યો.

"ઓહ, તો ગઈ કાલે તે કોઈને સોઈ ભોંકી અને આજે તને કોઈએ? મજા પડે એવી વાત છે. ઝાઈચિકોવને કોણે વગાડયું?" બધાએ નાનકડા પપ્પા તરફ જોયું. પણ બધાં ચુપ રહ્યાં. કોઈ પણ ચાળી ખાવા નહોતું માગતું. ઝાઈચિકોવ પણ ચુપ રહ્યો અને ધીમે-ધીમે હીબકાં ભરતો રહ્યો.

"તો કોણે આવું કર્યું?" અફાનાસિયા નિકીફોરોવ્નાએ એકદમ સખત અવાજે પૂછ્યું. નાનકડા પપ્પા એવા ગભરાઈ ગયા કે અચાનક એમનાંથી બોલાઈ ગયું:

"મેં એને નથી ભોંક્યો ..."

ત્યારે ટીચરે પૂછ્યું:

"તેં એને શેના વડે નથી ભોંક્યો?"

નાનકડા પપ્પાએ તરત જવાબ આપ્યો:

"જુઓ આ ખીલ્લાથી ..."

આ સાંભળી બધાં એટલી જોરથી હસી પડયાં કે નજીકના ક્લાસની ટીચર દોડતી આવી. તેણે પૂછ્યું:

"અફાનાસિયા નિકીફોરોવ્ના, તમે બધાં આટલો આનંદ ઉલ્લાસ કેમ કરી રહ્યા છો?"

"અમે આનંદ એ વાતનો મનાવીએ છીએ કે એક છોકરાએ આ ખીલ્લો

બીજાને ભોંક્યો નહિ, બીજો છોકરો રડયો નહિ અને આખા ક્લાસે ચાળી ન ખાધી. અને પોતાની વૃદ્ધ ટીચરને કોઈએ દગો ન દીધો."

બધાં છોકરાંઓને ઘણી જ શરમ આવી. બધાં ગુસ્સેથી નાનકડા પપ્પા તરફ જોવાં લાગ્યાં. ત્યારે તેમણે ઊભા થઈને કહ્યું:

"ગઈ કાલે મને સોઈ ભોંકી અને મેં ચીસ પાડી. આજે મેં તેને આ ખીલ્લો ભોંક્યો અને તેણે ચીસ પાડી. અને હું જુઠું બોલ્યો." થોડો વખત ચુપ રહીને પછી નાનકડા પપ્પાએ કહ્યું:

"હવે હું આવું કોઈ દિવસ નહિ કરું."

"હું પણ નહિ કરું," ઝાઈચિકોવે કહ્યું. તેણે પપ્પાને હાથ ઉપર કરીને ધમકી આપી અને કોઈને તેનો વિશ્વાસ ન થયો.

ટીચરે કહ્યું:

"ખોટું બોલવું સહુથી ખરાબમાં ખરાબ કામ છે." નાનકડા પપ્પા પછી કદી પણ તેની સામે ખોટું ન બોલ્યા.

# પપ્પાએ ટ્રામ કેવી રીતે અટકાવી




જ્યારે પપ્પા નાનકડા હતા અને સ્કૂલમાં ભણતા ત્યારે તેમની દોસ્તી મીશા ગોર્બૂનોવ નામના એક છોકરા સાથે હતી. પણ ક્લાસમાં શિક્ષકો સિવાય તેને કોઈ પણ આ નામથી બોલાવતું નહિ. છોકરાઓ તેને હંમેશાં ગોર્બૂશ્કા કહીને જ બોલાવતા.

એ બહુ જ તોફાની છોકરો હતો. રિસેસ વખતે તેની આસપાસ હંમેશાં

છોકરાંઓનું ટોળું જામતું. ગોર્બૂશ્કા કોઈક વખત મ્યાંઉ-મ્યાંઉ કરતો તો કોઈક વખત કૂતરાની જેમ ભસતો, કોઈક વખત ભમરાની જેમ ગણગણતો અને ડૂક્કરની જેમ ભૂકતો. અને આ બધું સાંભળવાની છોકરાઓને ઘણી મજા પડતી. તે કૂકડાનું કૂકડે-કૂક તો બહુ જ સરસ કરતો. પહેલાં એ બતાવતો કે મરઘીનું નાનકડું બચ્ચું પહેલા ગાવા જાય પણ કંઈ જામે નહિ. "કૂ-કૂ" બોલતા તો આવડે પણ "ડે-કૂ" તો નીકળે જ નહિ. પછી કૂકડો ઊડીને પાંખ ફફડાવતો જાળી પર બેસી જાય જિંદગીમાં પહેલી જ વાર તે ઊડતા શીખ્યો હોય. ત્યારે મીશા પાટલુનમાં ખોસેલું શર્ટ બહાર કાઢી ઉઘાડા પેટ પર હાથેથી વગાડતો. આ અવાજ કૂકડાનાં પાંખ ફફડાવવાનાં અવાજ જેવો જ આવતો. આ મોટી રિસેસનો વખત પણ ગોર્બૂશ્કાને પોતાની બધી કમાલ દેખાડવા માટે ઓછો પડતો. એટલે કોઈક વાર ચાલુ વર્ગમાં પણ ક્યારેક બિલાડી મ્યાંઉમ્યાંઉ કરતી તો ક્યારેક ડૂક્કરનું બચ્ચું ભૂકવા લાગતું.

"મીશા ગોર્બૂનોવ!" ટીચર કહેતી. "ભસવાનું અને મ્યાંઉ કરવાનું બંધ કર... કૂકડે-કૂક બંધ કર... મારે આ ડ્રાઉ-ડ્રાઉ નથી સાંભળવી... ફરી પાછો તું ચીં-ચીં કરવા લાગ્યો... હવે તે એક અવાજ પણ કાઢયો છે તો સીધો ક્લાસ બહાર જઈશ." પણ મીશાને ભાગ્યે જ ક્લાસથી બહાર કાઢતા. ટીચરને તે ગમતો અને તે પોતે ઘણી વખત તેની આ કરામત સાંભળી હસતી. સ્કૂલના પ્રિન્સિપલ પણ આ સાંભળીને ગંભીર ન રહી શક્યા અને બધાંની સામે હસી પડયા. તેમણે મીશાને પોતાની ઓફિસમાં બોલાવ્યો અને તેને તોફાન કરવા માટે ઘણું વઢયા. પછી તેમણે કહ્યું:

"હવે તું જા. બીજી વાર તારે અહીં ટાંટિયો મૂકવાનો નથી!"

આ સાંભળીને મીશા બન્ને હાથના ટેકાથી ઊભો થયો અને પોતાનાં હાથો વડે પા-પા પગલી કરતો બહાર નીકળ્યો. એ પછી તો પ્રિન્સિપલે તેનાં વડીલોને પોતાની પાસે બોલાવ્યા પણ મીશા તો આ વાત પર હસતો જ રહેતો.

એક દિવસ સ્કૂલ પત્યા પછી મીશાએ કહ્યું:

"હું ટ્રામ કેવી રીતે અટકાવું છું એ તમારે જોવું છે?"

બધાયે એક અવાજે કહ્યું: "હા!"

"ચાલો જઈએ!" મીશા બોલ્યો.

બધાં છોકરાંઓ ચાલી નીકળ્યાં. ટ્રામમાં પાટાં નજીકમાં જ હતાં.

"તમે બધાં અહીં ઊભા રહીને જુઓ," મીશાએ કહ્યું.

જ્યારે ટ્રામ આવતી દેખાઈ ત્યારે મીશા પાટા ઉપર સૂઈ ગયો અને માથું હાથો વડે ઢાંકી દીધું. ટ્રામ બહુ જોરથી ચાલતી હતી. ગોર્બૂશ્કા જરાય પણ હલન-ચલન વિના પડયો રહ્યો. ટ્રામ નજીક આવી અને તેની ઘંટી વાગતી રહી. ટ્રામ એકદમ નજીક આવી અને રોકાઈ ગઈ. તેની ઘંટી વાગતી બંધ થઈ કે મીશા તરત ઊભો થઈને બાજુની ગલીમાં નાસી ગયો. કંડક્ટરે તેને પકડવા માટે માંડ હાથ ઊંચો કર્યો. પછી ટ્રામ આગળ ચાલી. બધા છોકરાઓ ગોર્બૂશ્કાને ઘેરી વળ્યાં.

"તને બીક ન લાગી?" તેમણે પૂછ્યું.

"બીક વળી શેની?" ગોર્બૂશ્કાએ પૂછ્યું.

"જો તેણે ટ્રામ ન અટકાવી હોત તો?"

"એની ફરજ છે—અટકાવવી જ પડત."

"જો તને પકડી લેત તો?"

"એ ટ્રામ મૂકી બહાર ન નીકળી શકે."

દેખીતી જ વાત હતી કે ગોર્બૂશ્કાએ બધું સમજી-વિચારીને કર્યું હતું. બીજે દિવસે કોલ્યા સ્તેપાનોવે ટ્રામ રોકી. પછી કોસ્ત્યા ફેદોતોવે, પછી સિકોર્સ્કી ભાઈઓએ, પછી કોઈક છોકરીઓને આ બધું જોવા બોલાવી. એક દિવસ એવો આવ્યો જ્યારે પપ્પા સિવાય બધા જ છોકરાંઓએ ટ્રામ રોકી હતી. આ વાતની ખબર બધી છોકરીઓને પણ હતી. હવે પીછે હઠ થઈ શકે એમ હતું જ નહિ. જ્યારે સ્કૂલમાં ખબર પડી કે આજે પપ્પા પાટા ઉપર સૂઈ જવાનાં છે ત્યારે બીજા ક્લાસોથી પણ છોકરીઓ જોવા આવી. નાનકડા પપ્પા આમ તો ઘણાં શાંત ગણાતા. એ વળી ટ્રામ કેવી રીતે રોકશે તે જાણવાની બધાંને ઘણી તાલાવેલી હતી.

એવું મોટું ટોળું જામ્યું કે ટ્રામ ડ્રાઈવરને દૂરથી બધું દેખાઈ ગયો. જ્યારે નાનકડા પપ્પા પાટા વર સૂઈ ગયા અને આંખ-કાન બંધ કરી દીધાં. ત્યારે ડ્રાઈવરે શાંતિપૂર્વક ટ્રામ થોભી અને પપ્પા તરફ વળ્યો.

નાનકડા પપ્પાને લાગ્યું કે ટ્રામ રોકાઈ નહિ અને એમની ઉપરથી ચાલી

ગઈ. એમની તરત ખબર ન પડી કે ડ્રાઈવરે તેમને કોલરેથી પકડયા અને જોરથી બોલ્યો.

"છેવટે તું પકડાઈ ગયો!"

બધાં છોકરાંઓ બીકના માર્યા ભાગવા લાગ્યા. ફક્ત ગલીમાંથી મીશા ગોર્બૂનોવે બૂમ પાડી:

"તમે પકડવાનો હક નથી!"

પણ કોઈએ એને સાંભળ્યો નહિ. નાનકડા પપ્પાને મિલિસિયા થાણે લઈ જવાયા. તેમનું એડ્રેસ લખી લીધું અને પછી દાદીમા-દાદાજી અને સ્કૂલના પ્રિન્સિલને બોલાવવામાં આવ્યા. નાનકડા પપ્પાને ઘરમાં દંડ થયો અને સ્કૂલમાં પણ બહુ નીચું જોવું પડયું. સ્કૂલનાં છાપાંમા એમના વિશે લખાયું. પ્રિન્સિપલ, દાદાજી, દાદીમા બધા એમ જ માનતા કે એકલા પપ્પા જ પાટા ઉપર સૂઈ ગયા હતા. નાનકડા પપ્પાને કહેવાનું ઘણું મન થતું કે ગોર્બૂશ્કા, કોલ્યા સ્તેપાનોવ, કોસ્ત્યા ફેદોતોવ અને સિકોર્સ્કી ભાઈઓ બધાંએ ટ્રામ આ રીતે ઊભી રાખી હતી. પણ તેઓ આવું બોલ્યા નહિ.

આ બનાવ પપ્પાને ઘણા વખત સુધી યાદ રહ્યો. સહુથી શરમ જનક વાત તો એ હતી કે બધાં છોકરાઓ અને છોકરીઓ તેમની ઉપર ઘણું હસતા. એ જ એકલા પકડાઈ ગયા. ગોર્બૂશ્કાએ પણ તેમને કહ્યું:

"જો ન આવડતું હોય તો નહિ સૂવાનું!"

તે દિવસથી પાટા પર કોઈ સૂતું નહિ. અત્યારે પપ્પાને એ વાત યાદ કરીને ઘણી ખુશી થાય છે કે ત્યારે ડ્રાઈવરે તેમને પકડી લીધાં. સારું છે કે ટ્રામે કોઈને કચડી ન નાંખ્યા. આ તો ચમત્કાર જ કહેવાય.



જ્યારે પપ્પા નાનકડા હતા અને સ્કૂલમાં ભણતા ત્યારે એક દિવસ એમણે સાપ મારી નાંખ્યો. તો વાત આમ હતી. એક વખત ક્લાસ પત્યાં પછી ટીચરે કહ્યું :

"બાળકો! આવતી કાલે આપણે એક જંગલમાં જઈશું. જુઓ, કેવી સરસ વસંત ઋતુ છે. જંગલમાં ફરશું, લીલીછમ ઘાસ જોઈશું અને સૂરજનો તાપ લઈશું. કોને આવવું છે?"

બધાં બાળકોએ હાથ ઊંચા કર્યા. નાનકડા પપ્પાએ પણ.

ત્યારે ટીચરે સ્મિત કર્યું અને પૂછ્યું:

"અને કોને નથી આવવું?"

બધાંએ ફરી હાથ ઊંચા કર્યા. નાનકડા પપ્પાએ પણ.

"આનો અર્થ શું?" ટીચરે પૂછ્યું. તેને બહુ આશ્ચર્ય થયું. "તમારે જંગલમાં ફરવા જવું છે કે નથી જવું?"

"જવું છે! જવું છે!" બધાં જોરથી બોલ્યાં.

"તો પછી તમે 'ના' શા માટે પાડો છો?"

આ વાત કોઈ પણ સમજાવી શક્યું નહિ. ત્યારે હળવેથી એક છોકરી બોલી:

"અમને બધાંને હાથ ઊંચા કરવા બહુ ગમે છે..."

ત્યારે બધાં હસી પડયાં. ટીચરને પણ હસવું આવ્યું. તે બોલી:

"તમે બધાં હજી ઘણાં ગાંડા છો. સાથે નાસ્તો લાવવાનું ભૂલતાં નહિ. જંગલમાં કોઈ કૅન્ટિન નથી. ચાલો, હવે ઘરે જાઓ."

બધાં ઊભાં થયાં.

નાનકડા પપ્પાએ અચાનક ફરી પાછો હાથ ઊંચો કર્યો.

"હવે શું છે?" ટીચરે ચકિત થઈને પૂછ્યું. "તને પણ હાથ ઊંચા કરવું ગમે છે?"

બધાં પાછા હસ્યાં. નાનકડા પપ્પા પણ હસ્યા. પછી એમણે પૂછ્યું:

"હું મારી કુહાડી લાવું?"

ત્યારે બધાને ઘણું હસવું આવ્યું. પછી ટીચરે કહ્યું:

"જો તમને હાથ ઊંચા કરવા આટલા જ ગમતા હોય તો આ સવાલ પણ આ રીતે જ નક્કી કરીએ, કોણ..."

બધાએ હાથ ઊંચા કર્યા.

"એકમત," ટીચરે કહ્યું.

અને પપ્પા જંગલમાં કુહાડી લઈ આવ્યા. હજુ તો તેઓ ઘણા નાનકડા હતા. તેમની પોતાની આ કુહાડી બહુ ગમતી. બધાંએ તેના માટે 'હા' પાડી

એ તેમને બહુ ગમ્યું.

જંગલ બહુ જ સરસ હતું. વૃક્ષો ફરી પાછાં લીલાછમ દેખાતા હતા અને સુંદર કોમળ ઘાસ તો આશ્ચર્ય પમાડે એવું હતું.

"જુઓ બાળકો, આ વૃક્ષ જુઓ," ટીચરે કહ્યું. "આ વૃક્ષનું નામ કોને આવડે છે?"

"ઓકનું ઝાડ!.."

ત્યારે એક છોકરી ઓલ્યા, જેને હાથ ઊંચો કરવો બહુ ગમતો, હળવેથી બોલી:

"મજબૂત... જૂનું... ઓક વૃક્ષ..."

તે આવું કેમ બોલી એ કોઈને પણ સમજ ન પડી. ટીચરે પણ તેની તરફ એકદમ ચકિત થઈને જોયું પછી એણે પૂછ્યું:

"અને આ કયું વૃક્ષ છે?"

"બર્ચનું ઝાડ!.."

પપ્પાએ જોયું કે ઓલ્યા હજુ જવાબ દેવા મોઢું ખોલી રહી છે, ત્યાં તેઓ હળવેકથી એના કાનમાં બોલ્યા:

"વિશાળ... મજબૂત... નાનકડું બર્ચનું વૃક્ષ."

તે છોકરીને બહુ ગુસ્સો આવ્યો અને તેણે નાનકડા પપ્પાને જીભ દેખાડી.

ત્યારે નાનકડા પપ્પાએ એને મોટેથી કહ્યું:

"કેવી શક્તિશાળી... જુવાન જીભ!"

બધાં હસ્યાં. ત્યારે ટીચરે કહ્યું:

"જેને અહીં બકબક કરવી હોય તે જંગલની બહાર ચાલ્યો જાય."

તેણે બહુ જ સખતાઈથી આવું કહ્યું અને બધા એકદમ ચૂપ થઈ ગયા. પણ પછી તેને પોતાને પણ હસવું આવ્યું.

પછી તેણે વાત કરી—આપણાં જંગલોમાં કેવાં વૃક્ષો ઊગે છે અને દક્ષિણમાં કેવી પ્રકારનાં વૃક્ષો હોય છે.

પછી કોઈએ એક પતંગિયું જોયું.

"ઊડ પતંગિયા, લાગી આગ..."

પણ પતંગિયાને ઊડવું નહોતું. પછી બધાને યાદ આવ્યું કે જમવાનો વખત થઈ ગયો અને ભૂખ પણ લાગી. જંગલમાં નીચે બેસીને જમવાની બહુ જ મજા પડી. એક મોટા વૃક્ષનાં થડને તેમણે ટેબલ તરીકે રાખ્યો. બધાએ એક બીજાને ખાવાનું પીરસ્યું. ટીચરે પોતાની થેલીમાંથી એક ચોકલેટનો ડબ્બો કાઢયો. એ જોઈને બધા બહુ રાજી થઈ ગયા. ત્યાં તો કોઈએ ચીસ પાડી.

"અરે! સાપ, સાપ!"

આ ઓલ્યાની ચીસ હતી. તે છેક ખૂણાંમા નાનકડા પપ્પાની નજીક બેઠી હતી. તે કૂદી પડી અને વધુ જોરથી ચીસ પાડી.

"અરે! સાપ, મમ્મી!"

નાનકડા પપ્પા પણ કૂદી પડયા. તેમણે ઓલ્યાની બાજુમાં એક મોટાં સાંપને સરકતો જોયો. તેમણે જિંદગીમાં પહેલી વખત સાપ જોયો અને તેઓ એટલા ડરી ગયા કે પોતાની પૂરી તાકાતથી એની ઉપર કુહાડી મારી. આ કુહાડી બહુ જ તેજ અણીદાર હતી. સાપના બે ટુકડા થઈ ગયા. આ બન્ને ટુકડા છુટાં-છુટાં સરકવા લાગ્યા. ઓલ્યા ચીસો પાડતી રહી. તેની સાથે બધી છોકરીઓ પણ ચીસો પાડી રહી હતી. એક ફક્ત ટીચરે જ ચીસ ન પાડી. તે બહુ જ રસપૂર્વક નાનકડા પપ્પાને જોઈ રહી હતી. નાનકડા પપ્પા બહુ જ મહેનતથી પોતાનું કામ કરી રહ્યા હતા. બે સાપમાંથી તેમણે ચાર કર્યા. ચારમાંથી પછી આઠ. કદાચ તેમણે આગણ સોળ પણ કર્યા હોત અને કદાચ બત્રીસ પણ. ત્યાં તો ટીચર નજીક પહોંચી અને તેમનો હાથ પકડી લીધો.

"બસ. ઘણું થઈ ગયું." તેણે કહ્યું. "એ ઝેરીલો નથી. આવા સાપ તો સારા હોય."

નાનકડા પપ્પાએ કાપવાનું બંધ કર્યું. છોકરીઓએ પણ ચીસાચીસી બંધ કરી. ફક્ત ઓલ્યા હજુ પણ ચીસો પાડી રહી હતી.

ત્યાં તો છોકરાઓએ ચીસો નાખવાની શરૂ કરી.

"અરે! મમ્મી! પપ્પા! બચાવો!.. સાપ!.." તેઓ ચીસો પાડવા લાગ્યા.

"શાંત થઈ જાઓ બધા!" ટીચરે કહ્યું. જ્યારે બધા શાંત પડી ગયા ત્યારે તેણે હળવેકથી કહ્યું. "આ સાપ ઝેરીલો નથી. ઘાસ પર ચાલતા સાપ ઝેરીલા ન હોય. તેમને મારી નાખવાની જરૂર નથી. ઝેરીલા સાપને ઓળખતા તમારે શીખવું જોઈએ. આટલું યાદ રાખજો, અને એટલું પણ યાદ રાખો કે કંઈ સમજ્યાં-જાણ્યાં વિના ગાંડાની જેમ ચીસાચીસ ન કરાય. અને જો કોઈ માણસને એમ લાગ્યું કે સાપ ઝેરી છે અને પોતાનાં મિત્રોને બચાવવા તે ભાગી ન ગયો તો તેની ઉપર હસાય નહિ. જોકે સાપને કાપીને સો ટુકડા કરવાની કંઈ જરૂર નથી."

પછી છોકરીઓ અને છોકરાઓ બધા હસી પડયા. નાનકડા પપ્પાએ જઈને ઝાડ-ઝાંખરામાં પોતાની કુહાડી ફેંકી દીધી. પછી તો કેટલાય વખત સુધી સ્કૂલમાં બધા એમને જોઈને ચીસો પાડતા. "સાપ!.. બચાવો!.." પપ્પાને એમ થતું કે આ રીતે ઓલ્યાને ખીજવવી જોઈએ. તે પછી તેમને કદી પણ સાપ માર્યો નહિ.

# પપ્પાએ જર્મન ભાષાનું કેવું વેર વાળ્યું



જ્યારે પપ્પા નાનકડા હતા અને સ્કૂલમાં ભણતા ત્યારે તેમને બધા વિષયોમાં જાત-જાતનાં માર્ક્સ મળતાં. રશિયન ભાષામાં 'સરસ', ભૂમિતિમાં 'સાધારણ', સુલેખનમાં 'ખરાબ' અને ચિત્રકળામાં 'બહુ ખરાબ'...

એક દિવસ ક્લાસમાં નવી ટીચર આવી. તે બહુ જ સરસ હતી. જુવાન, સુંદર, આનંદમિજાજી અને તેણે બહુ જ સુંદર ડ્રેસ પહેરેલો હતો.

"મારું નામ યેલેના સેર્ગેયેવ્ના છે. તમારું નામ શું છે?" એમ કહી તેણે સ્મિત કર્યું.

બધાં એક સામટા પોતપોતાનાં નામ બોલ્યાં.

યેલેના સેર્ગેયેવ્નાએ બન્ને હાથો વડે પોતાના કાન બંધ કર્યા. પછી બધાં ચુપ થઈ ગયાં. ત્યારે તેણે કહ્યું:

"હું તમને જર્મન ભાષા શીખવીશ, બરોબર ને?"

"હા, બરોબર!" આખો ક્લાસ બોલી ઊઠયો.

હવે નાનકડા પપ્પા જર્મન શીખવા લાગ્યા. પહેલાં તો તેમને બહુ મજા પડતી. ખુરસી એટલે જર્મનમાં "ડેર શ્ટૂલ", ટેબલ – "ડેર ટીશ", ચોપડી — "ડાસ બૂખ", છોકરો — "ડેર ક્નાબે", છોકરી — "ડાસ મેડહેન".

આ બધું કોઈ રમત જેવું લાગતું અને આખી ક્લાસને બહુ મજા પડતી. પણ પછી જ્યારે વ્યાકરણ અને વિભક્તિઓ શીખવાનું આવ્યું તો કેટલાંય "ક્નાબે" અને "મેડ્હેન"ને કંટાળો આવવા લાગ્યો. પછી ખબર પડી કે આમાં તો ઘણી મહેનત કરવી પડે. આ કંઈ રમત નથી, આ તો રશિયન ભાષા અથવા ગણિત જેવો જ એક વિષય છે. એક સામટું ત્રણ વસ્તુઓ શીખવાની — જર્મનમાં લખવું, વાંચવું અને બોલવું. યેલેના સેર્ગેયેવ્ના ઘણી કોશિશ કરતી કે ક્લાસમાં બધાને રસ પડે. તે ક્લાસમાં રમૂજી વાર્તાઓની ચોપડીઓ લાવતી, બાળકોને જર્મન ગીતો ગાતા શીખવતી અને જર્મન ભાષામાં ટુચકાં પણ કહેતી. જેઓ બરોબર મહેનત કરીને અભ્યાસ કરતા, તેમને ખરેખર મઝા પડતી. જે વિદ્યાર્થીઓ ઘરે ભણતાં નહિ અને કંઈ વાંચ્યા અથવા તૈયારી કર્યા વિના ક્લાસમાં આવતા, તેમને કંઈ સમજ ન પડતી. દેખીતી વાત છે કે એમને કંટાળો આવતો. તેઓ "ડાસ બૂખ" પહેલાં કરતાંય ઓછી ખોલતા અને જ્યારે યેલેના સેર્ગેયેવ્ના તેમને સવાલ પૂછે ત્યારે "ડેર ટીશ"ની જેમ મૂંગા બેઠા રહેતા. અમુક વાર જર્મનના પાઠ પહેલાં બધા બૂમો પાડીને કહેતા: "ઇહ હાબે શ્પાત્સીરેન" એટલે "મારે રખડવા જવું છે". અને છોકરાઓ બોલતા રહેતા "મારે રખડવા જવું છે" અને આ રીતે ઘણાંય છોકરાઓ "શ્પાત્સીરેન, શ્પાત્સીરેન" ગોખતા રહેતા. બિચારી યેલેના સેર્ગેયેવ્ના જ્યારે ક્લાસમાં આવતી ત્યારે જોતી કે બધા છોકરાઓ બહાર "શ્પાત્સીરેન" કરી રહ્યા છે અને એકલી

છોકરીઓ વર્ગમાં બેઠી છે. આ બધું જોઈએ અને ઘણું દુ:ખ થતું. "શ્પાત્સીરેન" કરનારા છોકરાઓમાં નાનકડા પપ્પા પણ એક હતા.

યેલેના સેર્ગેયેવ્નાને ખોટું લાગે એવું તેઓ જરાય ઇચ્છતા નહોતા. પણ ક્લાસમાંથી ભાગી જઈ, પ્રિન્સિપલ અને બીજા શિક્ષકોથી તેમ જ યેલેના સેર્ગેયેવ્નાથી છુપાઈ જઈને સ્કૂલનાં ફળિયામાં ક્યાંય સંતાઈ જવાની બહુ મજા આવતી. ક્લાસમાં કંઈ સમજ્યા-કર્યા વિના બેસી, યેલેના સેર્ગેયેવ્નાનાં જર્મનમાં પૂછાયેલા સવાલના જવાબમાં ફક્ત "ઇહ ... નીહ્ત ..." ("હું ... નહિ ...") કહેવા કરતા આમ રખડવાની ઘણી મજા આવતી. જ્યારે નાનકડા પપ્પા કેટલોય લાંબો વખત વિચારીને માંડ-માંડ "ઇહ ... નીહ્ત ..." જવાબ આપતા ત્યારે આખો ક્લાસ હસી પડતો. પછી આખી સ્કૂલ તેમની ઉપર હસવા લાગી. પોતાની કોઈ હાંસી ઉડાવે એ પપ્પાને જરાય ન ગમતું. એ કરતાં એમને પોતાને બીજા પર હસવું ઘણું ગમતું. જો એમનામાં જરા વધુ અક્કલ હોત તો એમણે ત્યારે મહેનતથી જર્મનનો અભ્યાસ કરવો શરૂ કરી દીધો હોત જેથી તેમની ઉપર કોઈ હસે નહિ. પણ નાનકડા પપ્પા બહુ જ રિસાઈ જતા. તે ટીચરથી રિસાઈ જતા. તેને જર્મન ભાષા પર ગુસ્સો આવતો. તેમને જર્મન ભાષાથી બદલો લેવો હતો. તેમણે કદી પણ જર્મન ભાષાનો જેવો જોઈએ એવો અભ્યાસ ન કર્યો. પછી બીજી સ્કૂલમાં તેઓ ફ્રેંચ પણ બરાબર ન શીખ્યા. પછી કૉલેજમાં તેઓ ભાગ્યે જ અંગ્રજીના વર્ગોમાં જતા. અત્યારે પપ્પાને એક પણ વિદેશી ભાષા આવડતી નથી. આખર બદલો લઈને નુક્સાન કોનું થયું? હવે પપ્પા સમજે છે આમાં એમનું પોતાનું જ નુક્સાન હતું. પોતાની ઘણીય પ્રિય પુસ્તકો જે ભાષાઓમાં લખાઈ છે તે ભાષામાં તેઓ વાંચી નથી શકતા. એમને વિદેશ પ્રવાસ કરવાનું તો ઘણું મન થાય છે પણ એક્કેય ભાષા ન આવડતી હોય. ત્યાં જઈને શું કરવું? પપ્પાની જુદા-જુદા દેશોનાં લોકો સાથે ઓળખાણ થઈ. તેઓ રશિયન સારું જાણતાં નથી પણ રશિયન શીખી રહ્યા છે. તેઓ પપ્પાને પૂછે: "શ્પ્રેખેન ઝી દોઇચ?" ("તમને જર્મન આવડે છે?"); "પાર્લે વૂ ફ્રાન્સે?" ("તમને ફ્રેંચ આવડે છે?"); "ડૂ યૂ સ્પીક ઇંગ્લીશ?" પપ્પા શું જવાબ આપે? "ઇહ ... નીહ્ત ..." તેઓ માંડ બોલી શકે.



## પપ્પાએ બે નિબંધો કેવાં લખ્યાં




**જ્યા**રે પપ્પા નાનકડા હતા અને સ્કૂલમાં ભણતા ત્યારે વાસ્યા સેરેદિન નામનો એમનો એક મિત્ર હતો. વાસ્યા પપ્પાની નજીકમાં જ રહેતો. તેઓ સાથે સ્કૂલે જતા અને સાથે સ્કૂલેથી પાછા આવતા. સ્કૂલમાં તેઓ એક જ બાંકડા પર બેસતા. ગણિતનાં દાખલા વાસ્યા ક્લાસમાં બધા કરતા જલ્દી હલ કરતો. નાનકડા પપ્પાને તે ગણિતમાં મદદ કરતો. પપ્પા વાસ્યાને કવિતા ગોખવા અને નિબંધ લખવામાં મદદ કરતા. તેઓ એક બીજાથી બહુ રાજી

હતા. કોઈ વાર તેઓ બાઝતા તો પણ અંદર-અંદર બધું સમજી લેતા.

એક દિવસ ટીચરે કહ્યું કે આવતી કાલે બધાંએ 'મેં ઉનાળામાં શું કર્યું' એ વિશે નિબંધ લખવાનો છે.

"મને ખબર નથી શું લખવું..." વાસ્યાએ નાનકડા પપ્પાને કહ્યું.

"તું ઉનાળામાં ક્યાં હતો?" નાનકડા પપ્પાએ પૂછ્યું.

"હું ગામમાં હતો." વાસ્યા બોલ્યો.

"તો પછી ગામ વિશે લખ."

"પણ શું લખું?"

"તેં ત્યાં શું કર્યું?"

"ખાસ કંઈ નહિ... નદીમાં નહાવા જતો... માછલા પકડતો... જંગલમાં ફરતો..."

"હા, તો આ જ બધું લખ." નાનકડા પપ્પાએ કહ્યું.

વાસ્યાએ તરત જ પોતાનું નિબંધ લખી નાનકડા પપ્પાને બતાવ્યું, તેણે આવું લખ્યું હતું:

**મેં ઉનાળામાં શું કર્યું**

ઉનાળામાં હું દાદીમા પાસે ગામ ગયો.
ત્યાં નદીમાં નહાવા જતો. માછલાં
પકડતો અને છોકરાઓ સાથે
જંગલમાં ફરવા જતો. ઉનાળામાં
ગામમાં મજા આવે.

**વાસ્યા સેરેદિન.**

"આ વળી કઈ જાતનું નિબંધ?" નાનકડા પપ્પા બોલ્યા.

"તું દાદીમા વિશે લખ, તે કેવા છે, શું બોલતા, શું કરતા, કેવા ગીતો ગાતા..."

"તેઓ ગાતા નહોતા, તેઓ વાર્તા કહેતા," વાસ્યા બોલ્યો.

"તો પછી વાર્તા વિશે લખ. કેવા છોકરાઓ હતા એ લખ. નદી અને જંગલ વિશે લખ."

"મને એવું કંઈ ન આવડે." વાસ્યા બોલ્યો. "વધુ સારું તો એ કે હું તને બધું કહું અને તું મને લખી આપ."

વાસ્યાએ પપ્પાને દાદીમા, બધા છોકરાઓ, જંગલ અને નદી વિશે વાત કરી. પપ્પાએ મોટો નિબંધ લખ્યો. તેમણે સારી મહેનત કરી. નિબંધ પણ સારો લખાયો. વાસ્યા ઘણો સંતુષ્ટ હતો.

"હવે હું પાકું કરીને લખીશ," તેણે કહ્યું. "હવે તું તારો નિબંધ લખ. નહિ તો મોડું થઈ જશે."

વાસ્યાના ગયા પછી જ્યારે નાનકડા પપ્પા પોતાનો નિબંધ લખવા બેઠા ત્યારે તેમનું કામ બરોબર થયું નહિ. એકની એક બે વખત લખવી કંઈ બહુ સહેલી નથી. ઉનાળામાં નાનકડા પપ્પા પણ ગામડામાં હતા. જંગલમાં દોડવા અને નદીમાં નહાવા ગયા હતા. વાસ્યા માટે તેમણે આ બધું લખી નાખ્યું હતું. હવે તેમને એક જ વિચાર આવતો: વાસ્યાના નિબંધથી ઘણું જ જુદું નિબંધ લખવું. નહિંતર ટીચરને તરત ખબર પડે જશે કે બન્ને નિબંધો એમણે જ લખ્યા છે. પોતે સારું લખી રહ્યા છે કે ખરાબ એ વિશે તો નાનકડા પપ્પાએ વિચાર પણ ન કર્યો. તેમણે નિબંધ પૂરું કર્યું. આ નિબંધ વાસ્યાના નિબંધને જરાય મળતું નહોતું આવતું. ટીચરે કહ્યું તેમ, તે કશાંને પણ મળતું નહોતું આવતું.

બધાનું ઘરકામ તપાસીને પાછા આપતા ટીચરે કહ્યું:

"આ લો બાળકો, તમારા નિબંધો. સહુથી સરસ નિબંધ વાસ્યા સેરેદિનનું છે. અત્યારે હું એ મોટેથી વાંચીશ."

અને તેણે પપ્પાનું પહેલું નિબંધ વાંચ્યું, જે તેમણે વાસ્યા માટે લખ્યું હતું.

"શાબાશ, વાસ્યા!" ટીચરે કહ્યું. "તે બહુ જ સરસ લખ્યું છે. વાંચવાની બહુ મજા આવે. અને એક પણ ભૂલ નથી. તારી દાદીમા સરસ મજાની છે! તારા દોસ્તો પણ સરસ છે!"

પછી તેણે કોણ જાણે કેમ નાનકડા પપ્પા તરફ જોયું. વાસ્યા સેરેદિન

લાલચોળ થઈ ગયો. પોતાનાં નક્કામા વખાણ થયા એ એને જરાય ગમ્યું નહિ. પછી ટીચરે કહ્યું:

"હવે હું સહુથી ખરાબમાં ખરાબ નિબંધ વાંચીશ." પછી બીજી વાર પપ્પાએ જે નિબંધ લખ્યું હતું તે તેણે વાંચ્યું. નાનકડા પપ્પા ત્યારે લાલચોળ થઈ ગયા. પોતાને વગર કારણે કોઈ વઢે એ તેમને ગમતું નહિ.

પપ્પાનું નિબંધ વાંચીને ટીચરે કહ્યું:

"આશા છે કે બીજી વાર તું આથી સારું લખીશ. અને વાસ્યા આથી ખરાબ નહિ લખે. સમજાયું ને?"

"હા..." નાનકડા પપ્પા હળવેથી બોલ્યા.

"અને તું, વાસ્યા?" ટીચરે પૂછ્યું.

વાસ્યાએ પણ હળવેથી જવાબ આપ્યો.

"હા, સમજ્યો..."

બન્ને જણા શરમથી લાલચોળ એક બીજાની બાજુમાં બેઠા હતા. આખો ક્લાસ તેમની તરફ જોઈ રહ્યો હતો પણ શું વાત છે એ કોઈને સમજાઈ નથી. નાનકડા પપ્પા અને વાસ્યા આ વિશે કંઈ પણ બોલ્યા નહિ. ત્યાર પછી નાનકડા પપ્પા ગણિતના દાખલા પોતે હળ કરતા થઈ ગયા. વાસ્યા પણ પપ્પાની મદદ વિના નિબંધો લખવા લાગ્યો. પહેલાં તો નાનકડા પપ્પાએ ઘણી ભૂલો કરી. વાસ્યાના નિબંધો પણ સારા ન લખાતા. હળવે-હળવે તેઓ સુધરી ગયા અને સમજી ગયા કે પોતાની મેળે કર્યા વિના કંઈ પણ શીખી શકાય નહિ. પણ હજી કેટલાય વરસો સુધી તેઓ એક બીજાની બાજુમાં બેસતા રહ્યા.

## પપ્પાએ કવિ વ્લાદીમિર માયાકોવ્સ્કી સાથે કેવી વાત કરી



**પ**પ્પા જ્યારે નાનકડા હતા ત્યારે એક વાર તેમણે માયાકોવ્સ્કી સાથે વાતચીત કરી. અથવા તો માયાકોવ્સ્કીએ એમની સાથે વાત કરી એમ કહી શકાય. તો વાત આમ હતી.

નાનકડા પપ્પાએ 'ખાણિયો' નામની એક કવિતા લખી અને પોતાની ટીચરને બતાવી. એ વાંચીને ટીચરે કહ્યું:

"સ્કૂલમાં કોઈ પણ કવિતાઓ લખતું નથી. એટલે જ આપણી સ્કૂલના છાપામાં આપણે આ કવિતા છપાવવી જોઈએ. તે કવિતા લખી એ સારું

કહેવાય. પણ મહેરબાની કરીને પોતાની જાતને હજી કવિ અલેક્સાન્દર પૂશ્કિન નહિ માનતો. હજી ઘણી વાર છે."

નાનકડા પપ્પાએ વચન આવ્યું કે પોતાની જાતને તેઓ પૂશ્કિન નહિ સમજે.

કવિતાઓ છપાઈ. આખી સ્કૂલે આ છાપું વાંચ્યું અને બધાને ખબર પડી કે ત્રીજા ક્લાસમાં એક છોકરો કવિતા લખે છે. શિક્ષકો પપ્પાનાં બહુ જ વખાણ કરતા. અને છોકરાઓ એમને ખિજવતા. પપ્પાને સમજ ન પડતી શું કામ તેઓ ખિજવે છે. મોટા ક્લાસોની છોકરીઓ નાનકડા પપ્પાને પોતાનાં આલ્બમમાં કશુંક લખી આપવાની વિનંતિ કરતી. સ્કૂલના છાપાનાં તંત્રીઓ સૂચન આવ્યું:

"તારે એકોએક અંક માટે કવિતા લખવાની છે. નહિ તો પસ્તાવવું પડશે." એમ કહી તેણે પપ્પાની સામે મુઠ્ઠી ઉછાળી.

મોટા થયા પછી પપ્પા સમજ્યા કે આવો તંત્રી મળે એવા સપનાં દરેક કવિ જુએ છે. પણ ત્યારે તો તેઓ ડરી ગયા. આ તંત્રી સાતમી ક્લાસનો એક મોટો જબરદસ્ત છોકરો હતો. તે મુઠ્ઠી ઉછાળે તો ગમે તે ગભરાઈ જાય. એટલે જ દરેક અંકમાં પપ્પાની એક કવિતા તો છપાતી. કોઈ વાર બે પણ છપાઈ જાય.

નાનકડા પપ્પા એકોએક વિષય પર કવિતાઓ લખતા. વસંત ઋતુ, શિયાળો, ઉનાળો, પાનખર વિશે. પૅરિસ કમ્યૂન વિશે પણ કવિતા લખી. અમુક વ્યંગ્યાત્મક કવિતાઓ પણ તેમણે લખી. એમણે તોફાન, મસ્તી વિશે, "પુગાચ્યોવના બળવા" વિશે પણ કવિતા લખી અને છઠો ક્લાસ રસાયનશાસ્ત્ર (કેમિસ્ટ્રી)ના ક્લાસમાંથી કેવો સટકી ગયો એ વિશે પણ લખ્યું. સંજોગની વાત તો એ છે કે આ રસાયનશાસ્ત્રનાં ટીચરની અટક પણ પુગાચ્યોવ હતી. બે વરસમાં તો પપ્પાએ ઘણી બધી કવિતાઓ લખી. પપ્પાને પોતાને પણ ખબર નહોતી કે તેઓ કેવી કવિતા લખે છે — સારી કે ખરાબ. સ્કૂલમાં બધા એમનાં વખાણ કરતા પણ અંદરખાને તેઓ સમજતા હતા કે આને કંઈ કવિતા ન કહેવાય. કોઈ દિવસ પોતે ખરેખર કવિતા લખતા શીખશે ખરા, એ જાણતા તેઓ બહુ ઉત્સુક હતા. પણ આ સવાલનો જવાબ કોણ આપી શકે? કોઈ સારો કવિ જ ને, અને તે પણ જેવો. તેવો નહિ, પણ સહુથી પ્રખ્યાત,

જાણીતો અને સરસ. એક શબ્દમાં કહીએ તો કવિ માયાકોવ્સ્કી.

પપ્પાએ પોતાની સારામાં સારી કવિતાઓ ભેગી કરી અને એ માયાકોવ્સ્કીને બતાવવાનું નક્કી કર્યું. પણ માયાકોવ્સ્કી પાસે જતા નાનકડા પપ્પા ગભરાતા. હજુ તો તેઓ કેટલા નાનકડા હતા! છેવટે એમણે માયાકોવ્સ્કીને ફોન કરવાનું નક્કી કર્યું. તેમણે ટેલીફોનની ચોપડીમાં માયાકોવ્સ્કીનો ફોન નંબર ગોતી કાઢયો. પછી સતત દરરોજ સાંજે, જ્યારે ઘરે કોઈ ન હોય ત્યારે નાનકડા પપ્પા ટેબલ પર પોતાની બધી કવિતાઓ મૂકી, બધી હિંમત ભેગી કરી, ટેલીફોનનું રિસીવર ઉપાડી નંબર જોડતા ... અને પછી ફોન પાછો મૂકી દેતા. માયાકોવ્સ્કી સાથે વાત કરતા તેઓ બહુ જ ડરતા.

આખું અઠવાડિયું આ બધું ચાલતું રહ્યું. પપ્પાને પોતાની જાત પર ઘણી શરમ આવતી. છેવટે, એક દિવસ સાંજે જ્યારે દાદાજી અને દાદીમા નાટક જોવા ગયા હતા ત્યા ધ્રૂજતાં-ધ્રૂજતાં પપ્પાએ નંબર જોડયો અને ફોન પાછો મૂક્યો નહિ. તેમણે બહુ જ ઊંડો અને શક્તિશાળી અવાજ સંભળાયો. એ અવાજ તેમને આખી જિંદગી યાદ રહ્યો. પછી તો આ વિશે તેમણે કેટલીય વાર વાંચ્યું અને સાંભળ્યું. તે સાંજે આ અદ્‌ભુત અવાજ ઘણો ક્રોધિત હતો. બહુ સખતાઈથી તેણે નાનકડા પપ્પાને પૂછ્યું:

"હા, કોણ?.."

પપ્પા બધી હિંમત ખોઈ બેઠા. જરા ખોંખારો ખાધો પણ કંઈ બોલી ન શક્યા. તે અવાજ ગરજ્યો.

"આ કોણ મજાક કરે છે? રોજ સાંજે કોઈ જંગલી ફોન કર્યે રાખે છે. ફોન કરે છે ને એક શબ્દ નથી બોલતો. ચાલ, બોલ જોઉં! ચાલ, વ્હાલા, કંઈ ગા, શરમા નહિ!"

નાનકડા પપ્પા તો એવા ગભરાઈ ગયા કે બીકને મારે ફોન પણ પાછો મૂકી ન શક્યા. એ પળ પણ વીતી ગઈ જ્યારે માફી માંગી શક્યા હોત, કેમ છો? કહી શક્યા હોત અથવા કંઈ બોલી. સમજાવી શક્યા હોત. ભયભીત થઈ ચુપચાપ સાંભળ્યા સિવાય બીજું કંઈ ન કહી શક્યા.

"ઠીક છે, આવજે, મૂંગલા! કોઈક વખત તું ક્યાં ભટકાઈ જઈશ. બીજી વાર ફોન કરી તો જો!"

માયાકોવ્સ્કીએ જોરથી ટેલીફોન પછાડયો. નાનકડા પપ્પાએ તેને પછી કદી ફોન ન કર્યો. તેમને પછી કદી જોયા અથવા સાંભળ્યા પણ નહિ. આ બાબત વિશે કદી કોઈને કંઈ પણ કહ્યું નહિ. ઘણાંય વરસો સુધી આ વાત ફક્ત બે જ વ્યક્તિઓ જાણતી હતી: નાનકડા પપ્પા અને માયાકોવ્સ્કી. પછી ફક્ત એકલા પપ્પા. પણ આ બધી વાતચીત તેમને એકદમ યાદ છે. હવે તો તમે પણ આ વાત જાણો છો.

# પપ્પાએ સ્કૂલની પાર્ટીમાં કેવું પાત્ર ભજવ્યું



**પ**પ્પા જ્યારે નાનકડા હતા અને સ્કૂલમાં ભણતા ત્યારે એક વખત આવો બનાવ બન્યો. પપ્પાની આખી સ્કૂલને એક બીજી સ્કૂલની પાર્ટીમાં જવાનું નિમંત્રણ મળ્યું. એ સ્કૂલના બાળકોએ થોડા દિવસ પહેલાં પપ્પાની સ્કૂલની એક પાર્ટીમાં ભાગ લીધો હતો. તેમણે ગીતો ગાયા, નૃત્યો કર્યા, કવિતાઓ વાંચી અને કસરત કરી બતાવી. તેમણે કવિ પૂશ્કિનના નાટક ‘બોરીસ ગોદુનોવ’નું એક દૃશ્ય પણ ભજવ્યું. જોકે આ નાટકમાં ગ્રિગોરીનું પાત્ર

ભજવનાર છોકરો બારીમાંથી કૂદયો પણ ખરો. પણ ત્યાં તેનો પગ ભરાઈ ગયો અને આખું ગોઠવેલું મંચ નીચે તુટી પડયું. પણ આવું તો કોઈની પણ સાથે બની શકે. તેમણે બહુ જ સરસ પાત્રો ભજવ્યા. હવે નાનકડા પપ્પાની સ્કૂલે તેમની પાર્ટીમાં કંઈ કરી બતાવવાનું હતું. તેમને બીજાં છોકરાંઓને ઘણા ચકિત કરવા હતા. કેવી રીતે? છોકરાંઓએ આપસમાં બધું નક્કી કર્યું:

"આપણે ગાઈ શકીએ, તેઓ પણ આમ કરી શકે. આપણે નૃત્યો દેખાડીએ તો તેઓ પણ દેખાડી શકે, આપણાં કરતાં પણ સારા આપણાં કસરત બાજો તો તેમના જેટલા જ સારા છે. આપણી પિરામિડ ધારો કે પડી પણ જાય, તો એમનું આખું મંચ ક્યાં પડી નહોતું ભાંગ્યું. આપણે કવિતા વાંચીએ, તેમણે પણ કવિતા વાંચી હતી. એવું શું છે જે તેમની પાસે ન હોય અને આપણી પાસે હોય?"

બધાં ખૂબ વિચારમાં પડી ગયાં અને લાંબો વખત વિચારતાં રહ્યાં.

"આપણી પાસે ગોર્બૂશ્કા છે." છેવટે કોઈએ કહ્યું.

ત્યારે બધા હસવા અને ચીસો પાડવા લાગ્યા.

"એને ભસતા આવડે છે!"

"એને મ્યાંઉ-મ્યાંઉ કરતા પણ આવડે છે!"

"કૂકરે-કૂક કરતા આવડે છે!"

"બે હાથ પર ચાલતા આવડે છે!"

"શાંત... શાંત..." ટીચરે કહ્યું.

બધાં શાંત થઈ ગયાં, ત્યારે ગોર્બૂશ્કા બોલ્યો:

"એમાં શું... આવું તો કોઈને પણ આવડે... મને જો કવિતા લખતા આવડતી હોત તો!.."

પછી તેણે નાનકડા પપ્પા તરફ જોયું. પછી બધાએ નાનકડા પપ્પા તરફ જોયું. ત્યારે ટીચરે કહ્યું:

"તારી વાત સાવ સાચી! આપણી પાસ આપણો કવિતો છે જ!"

"અને તેમની પાસે નહિ!" છોકરાઓએ બૂમ પાડી.

ત્યારે નાનકડા પપ્પા બોલ્યા કે તેમણે કદી પણ મંચ પર કોઈ પાત્ર ભજવ્યો નથી, પોતાની સ્કૂલમાં પણ નહિ... ત્યાં આ તો બીજી સ્કૂલ છે. તે ઉપરાંત પોતાની કવિતા વાંચવાની... હજી પણ...

ત્યાં બધાએ બૂમો પાડી:

"કંઈ વાંધો નહિ! કંઈ વાંધો નહિ!"

અને ટીચરે કહ્યું:

"બધું બરોબર થશે. ફક્ત યાદ રાખજે. તું કવિ પૂશ્કિન નથી."

તે અવાર-નવાર નાનકડા પપ્પાને આમ કહેતી અને પપ્પા આ કદી ભૂલ્યાં નહિ.

છેવટે આ ભયંકર દિવસ આવી ચડયો. ધ્રૂજતાં-ધ્રૂજતાં નાનકડા પપ્પા બીજા કસરત બાજો, ગાયકો અને નૃત્યકારો સહિત બીજી સ્કૂલે પહોંચ્યા આ પારકું મંચ અને પારકા ઑડિટોરિયમને તેઓ જોઈ જ રહ્યા. અહીં સાવ અજાણ્યાં છોકરાઓ અને છોકરીઓ હતાં. પહેલી જ પંક્તિમાં કોઈ અજાણ્યા પ્રિન્સિપલ અને અજાણ્યા શિક્ષકો બેઠા હતા. તેઓ બધા બહુ જ વિચિત્ર નજરે મંચ તરફ જોઈ રહ્યા હતા અને વિચિત્ર રીતે હસી રહ્યા હતા. નાનકડા પપ્પાને વધુ ને વધુ બીક લાગવા લાગી. તમે ખરેખર સમજી શકો છો કે અહીં ઑડિટોરિયમમાં સાવ સાદા બાળકો, શિક્ષકો બેઠા હતા. તેઓ મંચ તરફ જોઈ, વારંવાર હસતા અને તાળીઓ પાડતા, બિલ્કુલ એ જ રીતે, જે રીતે પપ્પાની સ્કૂલમાં થયું હતું.

પણ નાનકડા પપ્પાને અજાણી સ્કૂલમાં પાત્ર ભજવતા એવી બીક લાગતી હતી કે તેમને બધું બહુ વિચિત્ર જણાવા લાગ્યું.

બાજુમાં ઊભેલો ગોર્બૂશ્કા એમના કાનમાં બોલ્યો:

"જો તો ખરો... બીજી સ્કૂલ છે પણ લોકો તો એવા જ... આપણાં કરતાં તો ઘણાં ઊતરતા..."

પણ પપ્પાથી આથી વધુ ડરી ગયા. છોકરીઓએ તેમને ચોકલેટો આપી. ટીચરે કહ્યું:

"તને શરમ આવવી જોઈએ! તને કવિતાઓ તો યાદ છે ને?"

"હા..." ધ્રૂજતા પપ્પાના હોઠ માંડ ફરક્યા.

છેવટે એ ભયંકર પળ આવી ચડી.

"હવે અમારી સ્કૂલનો કવિ પાત્ર ભજવશે!" મંચ પર ઘોષણા થઈ. "તે પોતે જ લખેલી કવિતાઓ વાંચશે."

બધાએ તાળી પાડી. ગોર્બૂશ્કાએ નાનકડા પપ્પાને ધક્કો માર્યો. અને નાનકડા પપ્પા પોતાના ભયથી જડ થઈ ગયેલા પગ ઉપાડતા માંડ-માંડ મંચ સુધી પહોંચ્યા. આટલી બીક તેમને પહેલાં કદી નહોતી લાગી. તેમને સામે બધું ગોળ ભમવાં લાગ્યું, ગળું સાવ સુકાઈ ગયું, કાનમાં પડઘા પડવા લાગ્યા, જાણે દરિયાનાં મોજાં સતત અથડાતા ન હોય...

નાનકડા પપ્પાને આખા ઑડિટોરિયમમાં કોઈ દેખાયું નહિ. તેમને બહુ જ વેગથી ફરતું એક રંગબિરંગી ચકરડું દેખાયું. પહેલાં તાળી પડી. પછી બધું શાંત થઈ ગયું. બધા કવિતાની રાહ જોવા લાગ્યા. નાનકડા પપ્પા મૂંગા-મૂંગા ઊભા રહ્યા. ગોર્બૂશ્કાના કહેવા પ્રમાણે પહેલાં તો તેઓ સાવ સફેદ-ફીકા દેખાયા, પછી અચાનક તેઓ સાવ નીળા થઈ ગયા, પછી સાવ લીલા પડી ગયા અને પછી તેમના ચહેરા પર લાલ ધાબાં તરી આવ્યા.

"આ તો બધું જોવા જેવું હતું." પછી ગોર્બૂશ્કાએ કહ્યું. "જાણે રંગબિરંગી ફટાકડા! હું દાવા સાથે કહી શકું છું કે એમની સ્કૂલમાં આવું કરતા કોઈને નથી આવડતું."

ત્યાં તો ઑડિટોરિયમમાં કોઈ હસી પડયું. અને ગળું ખોંખારતા નાનકડા પપ્પાએ કવિતાઓ વાંચવાનું શરૂ કર્યું. પહેલાં તેમણે પોતે જ સ્કૂલ માટે લખેલું સ્કૂલ ગીત ગાયું. પહેલાં બધાયે ધ્યાનથી તેમને સાંભળ્યા. પછી ઘુસપુસ થવા લાગી. આ ગીતની અમુક પંક્તિઓ આવી હતી:

જો હો તમે રોબિન ગૂડથી પણ બહાદુર,
અને શોધી વાળો ગળીઓ, જંગલોમાં દૂર,
તોયે ત્રેવીસમી સ્કૂલ કરતાં ચડિયાતું,
મળે નહિ ક્યાંય બૅંડ બીજું.

પણ તમે પોતે જ વિચારી જુઓ, નવમી સ્કૂલના છોકરાઓ, પોતાને જ આંગણે આવા શબ્દો કેવી રીતે સાંખી શકે? એમને પોતાની સ્કૂલ માટે ઘણું લાગી આવ્યું અને પગ પછાડી તેઓ બૂમો પાડવા લાગ્યા. બીકના માર્યા પપ્પાને સમજાયું પણ નહિ કે વાત છે. તેમણે હાથ ઊંચો કરીને કહ્યું:

"હું તમને વિનંતિ કરું છું કે મને વચ્ચે ખલેલ નહિ પાડો. મને છેલ્લે સુધી કવિતા વાંચવા દો, પછી તમારે જેટલો પણ અવાજ કરવો હોય એટલો કરો."

પછી બધા એકદમ શાંત પડી ગયા. નાનકડા પપ્પા પોતે તરત સમજી ન શક્યા કે આમ બોલતાથી તો વાત વધુ બગડી ગઈ. આ સ્કૂલનાં બાળકો ઘણાં ચાલાક હતા અને આ વાંચન દરમિયાન તેઓ કોઈ ને કોઈ રમત કરતા રહ્યા. શરૂઆતની પંક્તિઓ પપ્પા વાંચતા ત્યારે તો શાંતિ રહેતી. પણ એ જ પંક્તિઓ ફરીથી બોલતા ત્યારે તો ધાંધલ મચી જતી. બધી ચીસો પાડતા, મ્યાંઉ-મ્યાંઉ કરતા, સીટી વગાડતા અને પગ પછાડતા. પછી બધું પાછું શાંત પડી જતું. થોથવાતા-થોથવાતા નાનકડા પપ્પા બીજી પંક્તિઓ વાંચવા લાગતા. ફરી પાછું એનું એ ખેલ શરૂ થતું. આવી તો કેટલીય પંક્તિઓ હતી. નાનકડા પપ્પા સાવ મશીનની માફક એક પછી એક કવિતા વાંચતા ગયા. વાંચવાનું પત્યું ત્યારે તો બધા હસીહસીને બેવડા થઈ ગયા, મંચ પર ઊભેલા લોકો, પ્રેક્ષકો તરીકે બેઠેલા, બીજી સ્કૂલના તેમ જ તેમની પોતાની સ્કૂલના બાળકો પણ. ગોર્બૂશ્કા તો હસી-હસીને નીચે ગબડી પડયો. ટીચર પણ હસી પડી. આવો ફજેતો પપ્પાને હજી સુધી ભુલાયો નથી. પછી તો ઘણાંય વરસો વીતી ગયા. નાનકડા પપ્પા મોટા થયા. હજુ પણ કોઈક વખત પપ્પાને રસ્તા પર

કોઈ મોટી ઉંમરનો ઓળખીતો માણસ ભટકાઈ જાય અને પૂછે: "રોબિન ગૂડથી બહાદુર કોણ?" પછી મ્યાંઉ કરીને તે ચાલ્યો જાય. ત્યારે પપ્પા સમજી જાય છે કે આ માણસ જ્યારે નાનકડો હતો ત્યારે નવમી સ્કૂલમાં ભણતો. પપ્પાની કવિતાઓ તે ભૂલ્યો નથી. પોતે કવિ પૂશ્કિન નથી એ વાત પપ્પા પણ કંઈ ભૂલ્યા નથી.

# પપ્પા પિંગ-પોંગ કેવું રમતા



પપ્પા જ્યારે નાનકડા હતા અને સ્કૂલમાં ભણતા ત્યારે એક નવી રમત નીકળી પડી. હવે એ ટેબલ-ટેનિસ તરીકે જાણાય છે. ત્યારે તેને પિંગ-પોંગ કહેતા. હજુ પણ ઘણાં બાળકોને આ રમત ઘણી જ પ્રિય છે. ત્યારે તો એકોએક સ્કૂલમાં, એકાએક ક્લાસમાં અને એકોએક ઘરને આંગણે બાળકો પિંગ-પોંગ રમતા દેખાતા. તેઓ ટેબલો પર, બાંકડાં પર, મોટાં પિયાનો પર અને જમીન પર રમતા. સવારથી સાંજ સુધી રમતા રહેતા. રાતે પણ રમતા

રહેતા. અમુક લોકોને તો પિંગ-પોંગ સિવાય બીજું કંઈ દેખાતું જ નહિ. પપ્પાની સ્કૂલમાં રોજ પિંગ-પોંગની મૅચ રમાતી. પહેલાં એકોએક ક્લાસની અંદર મૅચ થતી. પછી આખી સ્કૂલનો ચૅમ્પિયન નીમવા માટે મૅચો થતી. પછી સ્કૂલના ચૅમ્પિયનો બીજા સ્કૂલોના ચૅમ્પિયનો સામે રમતા. પછી આખા શહેરનાં પિંગ-પોંગ ખેલાડીઓ વચ્ચે હરિફાઈ થતી. પછી મોસ્કો અને લેનિનગ્રાદ વચ્ચે હરિફાઈ થતી.

નાનકડા પપ્પા આ બધું જોઈને બહુ ચંકિત થઈ જતા. તેમની સમજમાં જ ન આવતું કે એક નાનકડા સફેદ દડાને આ રીતે ઉપર નીચે એક પાટિયાંથી ઉછાળવાની શું મજા આવે.

"આ કંઈ પાટિયાં નથી, આને રેકેટ કહેવાય." એમને કહેવામાં આવ્યું.

"જે હોય તે. મને કંઈ સમજ નથી પડતી."

"તું રમી જો."

"મને મજા ન આવે."

"મજા આવશે."

"નહિ આવે."

"રમી તો જો."

"નથી રમવું."

આવી વાતચીત તો કેટલીય વાર ચાલતી. અને ખરેખર, એક શુભ દિવસે નાનકડા પપ્પા રેકેટ ઉપાડી ટેબલ તરફ ચાલ્યા

અને આ સાથે બધી વાતનો અંત આવ્યો. મેં કહ્યું: "એક શુભ દિવસ". જોકે ખરી રીતે નાનકડા પપ્પાનાં કુટુંબમાં બધા આ દિવસને એક કાળો દિવસ કહેતા. વાત એમ છે કે નાનકડા પપ્પાને પિંગ-પોંગ રમવાનો મોટો ચસ્કો ચડયો. પહેલાં તો તેમને કંઈ કરતા આવડયું નહિ. તે રેકેટથી દડો પકડી જ ન શકતા. પછી તેઓ દડો રેકેટ પર લેતા તો શીખ્યા પણ દડો ટેબલ પર ટપ્પો ખાઈને પડતો જ નહિ. પછી હળવે-હળવે નાનકડા પપ્પા દડાનાં ટેબલ પર ટપ્પા પાડી શકતા. પછી તો મજા પડવા લાગી. પછી તેમને ખબર

પડી કે જુદી-જુદી રીતે દડો મારી શકાય. તેને ગોળ ઘુમાવી પણ શકાય અથવા સીધો ફટકો પણ મારી શકાય. આ ફટકા પછી દડો જુદી-જુદી દિશાઓમાં ભમવા લાગે, વિભિન્ન ઝડપથી ઊડે. સારો ખેલાડી દડાને પોતાનો પ્રતિદ્વંદ્વી પહોંચી ન શકે એવી જગ્યાએ ફેંકે. બરોબર જગ્યા ગોતે. અત્યારે નાનકડા પપ્પા માને છે કે સહુથી સરસ રમત પિંગ-પોંગ છે. પછી તો નાનકડા પપ્પાને પિંગ-પોંગથી વિશિષ્ટ દુનિયામાં કંઈ લાગતું જ નહિ. તેમણે વાંચવાનું, ભણવાનું બધું બંધ કર્યું. હવે તેઓ સ્કૂલે જતા, ભણવા નહિ પણ પોતાની પ્રિય રમત રમવા. તેઓ દિવસે સારું રમવા લાગ્યા. ભણતર એટલું જ ખરાબ થતું ગયું.

ટીચરે ઘણી વાર તેમની સાથે આ બાબત વાત કરી. તેણે તેમને સમજાવ્યા કે બધું પ્રમાણમાં જ સારું. તેમણે પપ્પાને "અતિની ગતિ નથી" એ કહેવત પણ યાદ દેવડાવી.

નાનકડા પપ્પાએ તેની સાથે ચર્ચા કરવી મૂકી દીધી. શું ફાયદો? તે વળી ક્યાંથી સમજી શકે કે નાનકડા પપ્પા માટે પિંગ-પોંટથી વધું દુનિયામાં કંઈ હતું જ નહિ. પોતાનાં બધા દોસ્તારો કરતા તેઓ વધુ સમય રમતા. તે એમાંથી ઘણાં ખરાને હરાવી શકતા. જે દિવસે તેમણે સ્કૂલનાં ત્રીજા નંબરના ખેલાડીને પણ હરાવી દીધો, ત્યારે ટીચરે તેમને કહ્યું:

"મારા તારા વડીલો સાથે વાત કરવી છે. આવું બધું લાંબો વખત ન ચાલી શકે."

તેણે દાદાજી અને દાદીમાના નામ પર એક કાગળ લખ્યો. પણ દાદાજી અને દાદીમાને આ કાગળ કદી મળ્યો જ નહિ. નાનકડા પપ્પાએ પોતે જ પોસ્ટ-બોક્સમાંથી આ કાગળ કાઢી, તેને વાંચી, ફાડીને ફેંકી દીધો. આ કાગળ વાંચી તેમને એટલે ગુસ્સો આવ્યો કે તેમણે એના સાવ ઝીલાં-ઝીલાં ટુકડા કરી નાખ્યા. ટીચરે દાદાજી-દાદીમાને બીજો કાગળ મોકલ્યા. આ કાગળ પપ્પાને પહેલાં કરતાં પણ ઓછો ગમ્યો એટલે એમણે તેના પહેલા કરતા પણ વધુ ઝીલાં ટુકડા કર્યા.

મને આ બધું કહેવાની ઘણી શરમ આવે છે. પણ ખરેખર વાત આમ જ હતી.

દાદાજી અને દાદીમા તેને મળવા ન આવ્યા એથી ટીચર ઘણું આશ્ચર્ય પામી. હજી તે ત્રીજો કાગળ લખે ત્યાં તો પપ્પા સ્કૂલનાં ચેમ્પિયનને હરાવી પોતે ચેમ્પિયન બની ગયા. હવે તો તેમણે સ્કૂલે જવાનું સાવ બંધ કરી દીધું. સવારનાં તેઓ ભણતા જાય છે એવો ડોળ કરતા. પણ તેમનાં થેલામાં નહોતી ચોપડીઓ કે નહોતી નોટબુકો. તેમાં હતાં પિંગ-પોંગના બે રેકેટો, બાંધવાની એક જાળી અને ત્રણ દડા. અને નાનકડો ડબ્બો, જેમાં પપ્પા જમવા માટે નાસ્તો ભરી લાવતા. આખો દિવસ તેઓ પિંગ-પોંગ રમતા. તેમનાં ઘણાં નવાં દોસ્તારો બન્યાં, પિંગ-પોંગ રમવામાં મદદનીશો પણ બન્યા. તેઓ મોસ્કોના બધા ચેમ્પિયનોને ચહેરા પરથી ઓળખવા લાગ્યા. પ્રખ્યાત ફાળકેવિચ ભાઈઓ તેમને પોતાનો સમોવડો ગણી ખબર પૂછતા. યુવા ટીમના સદસ્ય તરીકે તેમને લેવામાં આવ્યા. આ હરીફાઈની પહેલી રમત તેઓ હારી ગયા. પણ એટલામાં તો... તેમની ટીચર, પોતાનાં એકે કાગળનો જવાબ ન મળતા અને નાનકડા પપ્પાને સ્કૂલમાં ન દેખતા, તેમને ઘરે આવી પહોંચી. નાનકડા પપ્પા તો ઘરમાં મળ્યા નહિ. પણ દાદીમા અને દાદાજી ઘરે હતા. જ્યારે તેમને ખબર પડી કે તેમનો દીકરો કેટલાય વખતથી સ્કૂલે નથી જતો અને એ બદલે આખો દિવસ રેકેટ લઈને દડા પાછળ દોડયા કરે છે, ત્યારે તેઓ તો છક થઈ ગયા. તેમને લાગ્યું કે નાનકડા પપ્પા સાવ ગાંડા જ થઈ ગયા છે. તેમને તો પિંગ પોંગ રમતા આવડતું નહોતું. તેમણે પપ્પાનાં બધા રેકેટો લઈ લીધાં, તેમનાં દડા છુપાવી દીધા અને એમને ડોકટર પાસે લઈ ગયા. જેવા-તેવા ડોક્ટર પાસે નહિ, પણ પ્રોફેસર પાસે, જ આખી જિંદગી ગાંડા લોકોનો ઈલાજ કરતો આવ્યો હતો. તે પણ પિંગ-પોંગ રમતો નહોતો. તેને એ વાતનો વિશ્વાસ જ નહોતો થતો કે નાનકડા પપ્પાએ આ રમતને કારણે ભણતા-ગણવાનું સાવ મૂકી દીધું હતું. નાનકડા પપ્પાને તો સમજ જ નહોતી પડતી કે પ્રોફેસર એમને આવા વિચિત્ર સવાલો શા માટે પૂછી રહ્યો હતો. પ્રોફેસરે આવા બધા સવાલો પૂછયા:

"તને સ્કૂલમાં છોકરાઓ મારતા તો નથી ને?"

"તને અનિદ્રાની માંદગી તો નથી ને?"

"તને સવારે માથું દુ:ખે ખરું?"

"સાંજે દુ:ખે?"

"અને અંધારામાં બીક લાગે ખરી?"

"તું કદી ચક્કર ખાઈને બેહોશ થયો છે?"

આ બધા સવાલોનો પપ્પા પાસે એક જ જવાબ હતો: "ના", ત્યારે પ્રોફેસરે તેમને પૂછ્યું:

"તને પોતાની સ્કૂલ ગમે છે?"

"તારી ટીચર સારી છે?"

"તારા સ્કૂલમાં દોસ્તારો છે ખરા? છોકરાંઓ? કે છોકરીઓ?"

આ બધા સવાલોનો પપ્પાએ જવાબ આપ્યો: "હા", ત્યારે પ્રોફેસરે પૂછ્યું:

"કોઈ એવી છોકરી છે, જે તને સહુથી વધુ ગમે છે?"

ત્યારે પપ્પા ખિજાઈને બોલ્યા:

"ડોક્ટર! આ બધું તમારે જાણવાની શી જરૂર? મેં પિંગ-પોંગને કારણે ભણવાનું મૂકી દીધું છે. તમારાં આ બધા સવાલોનો આ વાત સાથે કોઈ સંબંધ નથી."

"ઠીક છે," પ્રોફેસરે કહ્યું. "હવે તું શું કરવાનો?"

"પિંગ-પોંગ રમવાનો," વગર વિચાર્યે પપ્પાએ જવાબ આપ્યો.

"આ બધાનો શું અંત આવશે? તે કદી આ બાબત વિચાર કર્યો છે?"

"હા, કર્યો છે ને. અમારી ટીમ મોસ્કોમાં પહેલી આવી શકે એમ છે."

"હું તારી સાથે બહુ જ ગંભીર રીતે વાત કરી રહ્યો છું!"—પ્રોફેસરે મોટે અવાજેથી કહ્યું.

"હું પણ ગંભીરતાથી બોલી રહ્યો છું," પપ્પા બોલ્યા.

ત્યારે પ્રોફેસરે માથું ધુણાવ્યું, એક પ્યાલામાં દવા રેડી અને પપ્પાને કહ્યું:

"આ પી જા."

"નથી પીવું," પપ્પાએ કહ્યું. "હું એકદમ સાજો છું."

"પણ હું નહિ," એમ કહીને પ્રોફેસરે પોતે દવા પી લીધી. પછી એણે હળવેથી પપ્પાને કહ્યું: "જો હું તારા વડીલોને વાત કરું કે આ વરસ તને રમવાની છૂટ આપે તો મને વચન આપ કે આવતા વરસથી તું સ્કૂલે જવાનું શરૂ કરીશ."

"વચન આપું છું," પપ્પાએ કહ્યું.

ત્યારે પ્રોફેસરે દાદીમા અને દાદાજીને બોલાવ્યા અને કહ્યું:

"છોકરો એકદમ સાજો છે. ભલે રમતો, વરસ તો આમ એ બગડયું જ છે," એણે ફરી પાછી એ દવા પીધી.

મા-બાપ નાનકડા પપ્પાને ઘરે લઈ આવ્યા.

પપ્પાની ટીમ હરીફાઈમાં પહેલે સ્થાને તો ન આવી. તેઓ બીજા સ્થાને આવ્યા. પણ અત્યાર સુધી પપ્પાને એમ નથી લાગતું કે આ વરસ નક્કામું બગડયું. તેઓ એટલું તો સમજી ગયા કે એકલા પિંગ-પોંગના મદારે કંઈ જીવાય નહિ. પછી તો એમને સ્કૂલની યાદ પણ આવવા લાગી. બીજે વરસે તો તેઓ રાજી-ખુશીથી સ્કૂલે ગયા. તેમણે સ્કૂલ પાસ કરી. ઘણા વરસ વીતી ગયા. કબાટ પર હજુ સુધી એમનું જૂનું રેકેટ પડયું છે. દાદાજી અને દાદીમાને હજુ પણ તેને જોઈને ધ્રુજારી પ્રસરી જાય છે. પણ પપ્પા પ્રેમ પૂર્વક તેને જોવે છે. પિંગ-પોંગને કારણે સ્કૂલ મૂકી દેવી એ તો મૂરખાઈ જ કહેવાય. આ વાત સાંભળીને હજી સુધી બધા પપ્પા પર હસે છે. પપ્પાને પોતાને પણ હસવું આવે છે. જો કે પિંગ-પોંગ સરસ રમત છે. પછી કોઈક દિવસ હું વધુ વિગતમાં આ વિશે લખીશ.

નાનકડા પપ્પા ઘણાં ગભરાઈ ગયા જ્યારે તેમની દીકરી પણ પિંગ-પોંગ રમવા લાગી. પછી એ જાણીને એમને નિરાંત થઈ કે પિંગ-પોંગને કારણે તેણે ભણવાનું મૂકી નથી દીધું. જોકે એ પણ પોતાની સ્કૂલની ચેમ્પિયન હતી.

ત્યારે તેમને દાદાજી અને દાદીમાની વાત સમજાઈ. અને તેમણે પોતાનું જૂનું રેકેટ કબાટ પર વધુ ખૂણાંમાં સરકાવી દીધું. કોઈક વાર એને જોઈને તેમને ફરી બધું યાદ આવી જાય છે.

# પપ્પાએ એક સ્ટૂલ કેવું બનાવ્યું



પપ્પા નાનકડા હતા ત્યારે એમણે એક સ્ટૂલ બનાવ્યું. આ સ્ટૂલ એમને આખી જિંદગી યાદ રહ્યું. આ સ્ટૂલ જેવું બીજું એકેય સ્ટૂલ દુનિયામાં નહોતું. સુતાર કામ શીખવતા માસ્તર ઝાખાર પેત્રોવિચનું આવું માનવું હતું.

પપ્પાની સ્કૂલમાં એક સુતારનું કારખાનું હતું. અહીં ઝાખાર પેત્રોવિચ છોકરાઓને સુતાર કામ શીખવતો. લાકડું કાપવું, ઘસવું, રંધો મારવો, તોડીને બધું નવેસરથી શરૂ કરવું શીખવતો. જ્યાં સુધી બરોબર ન થાય ત્યાં સુધી

શીખવ્યા કરતો. આ એક નાના કદનો સ્ટીલની ફ્રેમ વાળા ચશ્મા પહેરતો પ્રૌઢ માણસ હતો. એની પ્રિય કહેવત હતી: "હુન્નર હશે તો લેખે લાગશે," અને આગળ હંમેશાં કહેતો: "આળસુ હંમેશાં કામથી ડરે છે."

ઝાખાર પેત્રોવિચે પોતાનો પહેલો પાઠ આ રીતે શરૂ કર્યો:

"આ શું છે?"

"હથોડો!" બધાએ એક અવાજે જવાબ આપ્યો.

"બરોબર. અને આ શું છે?"

"ખીલો!"

"સાચું — અને આને શું કહેવાય?"

"પાટિયું!"

"બહુ જ સરસ! હવે આપણે હથોડીના એક જ ઝટકાથી આ ખીલો પાટિયામાં ઠોકવાનો છે. કોણ કરી બતાવશે?"

"હું!.."

"હું કરી બતાવું!.."

"મને આપો કરવા!.."

આ કામ કરવા તૈયાર તો ઘણાંય થયા. પણ સહુથી શક્તિશાળી છોકરાંઓ પણ આ કામ કરી શક્યા નહિ. ત્યારે ઝાખાર પેત્રોવિચે ખીલો લઈ, પાટિયા પર મૂકી ને હથોડો ઠોક્યો. બહુ જોરથી નહિ. બધા જોતા જ રહી ગયા. ખીલો એકદમ પાટિયામાં અંદર બેસી ગયો.

"અહીં સચોટ દૃષ્ટિ અને કળની જરૂર છે," ઝાખાર પેત્રોવિચે કહ્યું. "તમે એમ માનો છો કે મેં હંમેશાં ખીલા પર હથોડો ઠોક્યો! ના રે ના, હથોડો આંગળા પર પડે અને ઉપરથી માલિકના હાથનો માર પડે. આમ કરતા જ અમે શીખ્યા..."

બધાને બિચારા ઝાખાર પેત્રોવિચની બહુ દયા આવી. ત્યાં તો તે હસીને બોલ્યો.

"ગભરાઓ નહિ. હું કંઈ કોઈને મારીશ નહિ. અહીં તમે પોતાનાં માલિક છો. આ બધું તમારું જ છે. ચાલો, શરૂઆત માટે આપણે એક સ્ટૂલ બનાવીએ."

નાનકડું સ્ટૂલ! એથી વધુ સહેલું શું હોઈ શકે? છતાંય એક વાર પોતે બનાવવાની કોશિશ તો કરી જુઓ. એ પણ બરોબર માપ લઈને. એમાં કેટલુંય ઘસવું, છોલવું પડે, રંધો મારવો પડે, ફરી પાછું બધું છુટું પાડીને જોડવું પડે. કેટલી મહેનત, કેટલી તાકાત, કેટલું કળ અને કેટલી બધી ધીરજ જોઈએ...

"હવે બેસો અહીં!" પહેલું સ્ટૂલ બનાવીને મીશાએ ગર્વથી કહ્યું.

"તું પોતે બેસ..." ઝાખાર પેત્રોવિચે તેને સૂચન કર્યું.

મીશા ગોર્બૂનોવ બહુ જ ભારમાં મોઢું રાખીને હળવેકથી પોતાનાં સ્ટૂલ પર બેઠો. તે એક કડાકા સાથે પડી ભાંગ્યુ. જમીન પર બેઠેલા મીશાને જોઈ બધા હસી પડયા.

"તે કામ ભલે જલ્દી કર્યું, પણ ઘણી ઉતાવળ કરી," ઝાખાર પેત્રોવિચે કહ્યું. "હવે ફરીથી શરૂઆત કર, અને ખોટી ઉતાવળ નહિ કર. નહિં તર ફરી બધાને હસવાનો મોકો મળશે."

પહેલી વારમાં તો કોઈ પણ બરોબર સ્ટૂલ બનાવી ન શક્યું. ફરી પાછું બધું નવેસરથી બનાવવું પડયું.

"કંઈ વાંધો નહિ," ઝાખાર પેત્રોવિચે સાંત્વના આપી. "મોસ્કો કંઈ એક દિવસમાં બંધાયું નહોતું. તમે એમ માનો છો કે લાકડું ઘસવું, રંધો મારવો, ગંમે તે કરી શકે? સાચી વાત પણ એ પહેલાં કેટલો પરસેવો પાડવો જોઈએ..."

બાળકો બહુ જ મહેનતથી આ કામ પર લાગી ગયા. આ તો જાણે વર્ગમાં દાખલા કરવાની વાત થઈ. સહુથી પહેલો દાખલાનું હળ કોણ શોધે છે. એથીએ વધુ મજેદાર. કોઈ દાખલા પર બેસવાનું તો ન હોય. ઉકેલ્યો એટલે બસ, પણ અહીં તો દરેક પોતાના સ્ટૂલ પર બેસી શકે. બીજાને પણ ત્યાં બેસાડી શકાય.

પહેલું ખરેખર સરસ સ્ટૂલ વાર્યા ગ્લાઝુનોવાએ બનાવ્યું. છોકરીએ! જોકે તેના પિતા પોતે એક સુતાર હતા. એમણે વાર્યાને કરવત અને છીણી કેમ વાપરવી એ શીખવ્યું હતું. ઝાખાર પેત્રોવિચે વાર્યાના બહુ જ વખાણ કર્યા.

"બહુ જ સરસ કામ છે. બધાં છોકરાંઓને નીચું દેખાડું એવું!" છોકરાંઓને ઘણી જ શરમ આવી. તેઓ વાર્યાને ખીજવવા લાગ્યા. પણ તેણે કંઈ માઠું લગાડયું નહિ. તે ફક્ત પૂછતી રહેતી:

"તમારા લોકોના સ્ટૂલ ક્યાં?"

આનો છોકરાઓ પાસે કંઈ જવાબ નહોતો.

બીજું સ્ટૂલ પૂરું બનાવનાર ફરી મીશા જ હતો. આથી છોકરાઓને થોડી રાહત થઈ. પછી હળવે-હળવે બધા પોતાની કારીગરી બતાવવા લાગ્યા. ઝાખાર પેત્રોવિચે કહ્યું:

"સ્ટૂલ જેવો લાગે તો છે."

છેવટે નાનકડા પપ્પાનું સ્ટૂલ પણ તૈયાર થઈ ગયું. આટલા સુધીમાં તો એમના હાથ પર કેટલાય ઉઝરડા પડી ગયા હતા અને નાક-ગાલ પર ચામડી છોલાઈ ગઈ, પણ એમને કયાં કંઈ પડી હતી? એમનું પહેલાં વહેલું સ્ટૂલ તૈયાર થઈ ગયું! કદાચ પોતાના જન્મદિવસને દિવસે પણ પપ્પાને એટલી ખુશી નહોતી થઈ જેટલી આ સ્ટૂલના જન્મથી થઈ. કદાચ ઝાખાર પેત્રોવિચ પણ આ વાત સમજતો હતો.

"હવે બેસ..." એ પોતાના જાદુઈ શબ્દો બોલ્યો. પપ્પા બહુ જ ધ્યાનપુર્વક સ્ટૂલ પર બેઠા. તેમાંથી જરાય ચૂં પણ ન થઈ. ત્યાં તો ઝાખાર પેત્રોવિચે ઝીણવટથી એને તપાસતા કહ્યું:

"પગ ગણ તો..." તેણે હળવેથી કહ્યું. નાનકડા પપ્પાને બહુ જ આશ્ચર્ય થયું. તેમણે પોતાના પગ તરફ જોયું. એ તો પહેલાની જેમ-બે જ હતા. પણ ત્યાં તો બધા હસવા લાગ્યા, અમુક બાળકો તો હસી-હસીને જમીન પર બેવડા થઈ ગયા. ઝાખાર પેત્રોવિચને પણ હસવું આવ્યું. નાનકડા પપ્પાને

હજી પણ સમજ નથી પડતી કે એમણે પાંચ પગવાળું સ્ટૂલ કેવી રીતે બનાવ્યું. પણ એ તો એમની નજર સામે હતું. હજી પણ એ ત્યાં જ છે, પોતાનાં પાંચે-પાંચ પગ સહિત, પપ્પાને હજી પણ ઝાખાર પેત્રોવિચનો અવાજ સંભળાય છે. "પાંચ પગ કે ત્રણ — બધું સરખું જ. ચાલ ફરી શરૂ કર." પપ્પા એમ માને છે કે કોઈ પણ કામની શરૂઆત કરતા પહેલાં આ વાત યાદ રાખવી બહુ જ જરૂરી છે.



## વાચકોને

આ પ્રકાશન વિશે આપને જરૂરી લાગે તે ટીકાટિપ્પણો તથા સલાહસૂચનો આપ મોકલશો તો અમે આભારી થઈશું:

અમને આશા છે કે આપની માતૃભાષામાં રૂસી તથા સોવિયેત સાહિત્યનું વાંચન આપને અમારી જનતાની સંસ્કૃતિ અને જીવનરીતિનો વધારે ઊંડો પરિચય મેળવવામાં સહાયભૂત થશે.

ગુજરાતી વિભાગ
'રાદુગા' પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

**Александр Раскин**
КАК ПАПА БЫЛ МАЛЕНЬКИМ
*На яз. гуджарати*

*Для младшего школьного возраста*

